# ચતુરસુંદર

## ગુર્જરૂ

# ગરબાવળી.

છપાવી પ્રસિદ્ધ કર્તા

## હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૨ જી પ્રત ૨૦૦૦

અમદાવાદ—શાહપુર વનમાળી વાંકાની પોળમાં [illegible]
દલપતરામે પોતાના "[illegible]" પ્રેસમાં છાપી.

સંવત ૧૯૮૨ સને ૧૯૨૫

કીંમત રૂ. ૦-૧૨-૦

ગ્રન્થોદય પ્રેસની

# ચતુરસુંદર

## ગુર્જર

# ગરબાવળી



સંપાદક


નાનાલાલ દલપતરામ પટેલ

શાહપુર—અમદાવાદ





છપાવી પ્રસિદ્ધ કરનાર

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ




કીંમત રૂ. ૦-૧૨-૦

# બે બોલ

આજકાલ ગુજરાતી સાહિત્યમાં કાવ્યનો શોખ વધી પડયો છે. તેની સાથે કાવ્ય લખનારાઓ પણ વધી પડયા છે. મારી મચરડીને ગમે તેમ શબ્દોનો ભંડોળ એકઠો કરીને પાંચ પચીસ લીટીઓની કવિતા ઉભી કરે છે; પછી ભલે તેમાં ભાવ હોય કે ન હોય, જોડણી શુદ્ધ હોય કે અશુદ્ધ તેની પરવા કરતાજ નથી.

જુના કવિઓનાં કાવ્યો વાંચતાં જે રસ ઝરે છે અને તેના ઝડઝમકથી જે રમઝટ જામે છે તેવી હાલની કૃત્રિમ કૃતિઓમાં આવી શકતીજ નથી. કેટલાંક જુનાં કાવ્યો પણ દિવસે દિવસે શુદ્ધ થવાને બદલે એટલાં બધાં અશુદ્ધ થઇ ગયાં છે કે કેટલીક વાર તે વાંચતાં તેનો ભાવ પણ સમજી શકાતો નથી; અને અસલ કવિતાઓની ભાવનાઓ ધૂળ મળી જાય છે.

ગુજરાતી સ્ત્રી સાહિત્યમાં ઘણી જાતની ગરબાવળી તેમજ ગરબા સંગ્રહ બહાર પડયાં છે; તેમાં પણ ફક્ત આંગળીના ટેરવે ગણી શકાય તે સિવાયનાં ઘણુંખરાં અશુદ્ધજ થઇ ગયેલાં છે. તે પ્રમાણે ચતુર સુંદર સ્ત્રી વિલાસ નામનો નાનકડો સ્ત્રી ગરબા સંગ્રહ ઘણાં વરસોથી બહાર પડયાં કરે છે પણ તેની અશુદ્ધ ભાષા જોઇને મને તેમાં કાંઇક ભાષા શુદ્ધિ અને રહી ગયેલી ટુંકો મેળવીને છપાવવાનું મન થયું. મારી શકિત અનુસાર મેં તેમાં જેમ બને તેમ મૂળ લેખકનો ભાવ જળવાઇ રહે તે પ્રમાણે કંઇક કંઇક સુધારો કર્યો છે અને ગીતો બને તેટલાં શુદ્ધ કર્યા છે. કેટલાક જુના તેમજ નવા કવિઓનાં સ્ત્રી ઉપયોગી કાવ્યો પણ ઉમેરવામાં આવ્યાં છે.

આ સંગ્રહમાં નવરાત્રીના દિવસોમાં સાંભળેલા ગરબાઓ ઉતારીને પ્રસિદ્ધ કર્યા છે. લગ્નગીતો તો તદ્દન નવી પદ્ધતિસર એકઠાં કરેલાં છે અને તેમાંનો ઘણોખરો ભાગ તો નાગર સ્ત્રી સમાજ અને અન્ય સુધરેલા સ્ત્રી સમાજમાં ગવાતોજ છે. આ સંગ્રહ વાંચતાં બાકી રહેલા કંઇ બીજા ગરબા, લગ્નગીત વગેરે વાંચક વર્ગના જાણવામાં હોય અને અપ્રસિદ્ધ હોય, તો તે પ્રસિદ્ધ કર્તાને લખી મોકલવા વિનંતી છે, જેથી નવી આવૃત્તિમાં તે દાખલ કરવામાં આવશે.

છેવટે મારા પરમસ્નેહી મુરબ્બી સાક્ષર શ્રી મણિલાલ છગ્નારામ ભટ્ટે આ સંગ્રહને શુદ્ધ કરવાને તેમજ નવા ગરબા અને લગ્નગીતો એકઠાં કરી આપવામાં જે શ્રમ લીધો છે તેને માટે હું તેમનો આભારી છું. અન્ય લેખકોની જે જે કૃતિઓ આમાં લીધી છે તેમનો પણ આભાર માનવામાં આવે છે.

સંપાદક

# અનુક્રમણિકા

| ગીત | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૭ | અંબાજીના મહિના | ૩૫ |
| ૧૮ | લાલજીના મહિના | ૩૭ |
| ૧૯ | સીતાજીના મહિના | ૩૯ |
| ૨૦ | શોભણુદાસના મહિના | ૪૧ |
| ૨૧ | બહુચરાજીના મહિના | ૪૨ |
| ૨૨ | રાધિકાના મહિના | ૪૩ |
| ૨૩ | કૃષ્ણના મહિના | ૪૪ |
| ૨૪ | નંદલાલના મહિના | ૪૬ |
| ૨૫ | પતિને પરદેશ ન જવા દેવા વિષેના મહિના | ૪૭ |
| ૨૬ | બાર મહિનાની ગરબી | ૪૯ |
| ૨૭ | વાલાજીના મહિના | ૫૦ |
| ૨૮ | રસિયાજીના મહિના | ૫૮ |
| ૨૯ | જીવનપ્રાણના મહિના | ૬૩ |
| ૩૦ | શ્રીનાથજીના મહિના | ૬૫ |

## ગરબા

| | | |
|---|---|---|
| ૩૧ | દશ અવતાર | ૬૭ |
| ૩૨ | પ્રભુજી વનમાં ચારે ધેન | ૬૯ |
| ૩૩ | અબોલડા ભંગાવોજીરે | ૭૦ |
| ૩૪ | સિદ્ધરાજ અને જસમા ઓડણ | ૭૧ |
| ૩૫ | વ્હાલા વાત કરો ને રહો વેગળારે | ૭૫ |
| ૩૬ | હો રંગરસિયા ક્યાં રમી આવ્યા રાતજો | ૭૫ |
| ૩૭ | લવિંગ કેરી લાકડીએ | ૭૬ |

| ગીત | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૦૭ | મોસરી | ૧૭૮ |
| ૧૦૮ | સોના રૂપાની મારી ઢાંકણી | ૧૭૯ |
| ૧૦૯ | રસિયાજી મૂકોને અમારી ચુંદડી | ૧૮૦ |
| ૧૧૦ | કાન કાળારે મારી ચુંદડીના ચોર | ૧૮૨ |
| ૧૧૧ | કૃષ્ણ બોલ્યારે નિકળ જળથી તું બહાર | ૧૮૩ |
| ૧૧૨ | તમેરે નંદજી ગોકુળ સંચરોરે | ૧૮૩ |
| ૧૧૩ | નયણે નીર ને નંદજી બોલીયારે | ૧૮૪ |
| ૧૧૪ | જસોદા પુછે પિઉને પ્રેમશુરે | ૧૮૪ |
| ૧૧૫ | વ્રજમાં વ્રજ વનિતા વાતો કરેરે | ૧૮૪ |
| ૧૧૬ | માઇ સોનાનું છે બેડુંરે | ૧૮૫ |
| ૧૧૭ | ચંદ્રાવળીની ગરબી | ૧૮૫ |
| ૧૧૮ | ઉંદર વિષે | ૧૮૬ |
| ૧૧૯ | વીંછી વિષે ગરબી | ૧૮૮ |
| ૧૨૦ | માંકણની ગરબી | ૧૮૯ |
| ૧૨૧ | પુવડની ફજેતી | ૧૯૦ |
| ૧૨૨ | સાખીઓ અને સમશ્યાઓ | ૧૯૨ |
| ૧૨૩ | મોહોલે પધારો મારા રાજ | ૧૯૬ |
| ૧૨૪ | રાસલીલાની સાખીઓ | ૧૯૬ |
| ૧૨૫ | ગર્વ વિષે | ૧૯૯ |
| ૧૨૬ | વાંસલડી વાજે, સાંજે આજ | ૨૦૦ |

 

## વૈવાહિક મંગળગીત

# ચતુર સુંદર
# ગુર્જર ગરબાવળી

## વાર

### ૧

આદિત્યે આનંદ સૈયર કહું છુંરે,
મારે ગિરિધરશુ ઘરવાસ, વ્રજમાં રહું છુંરે.
સોમે પામ્યાં સુખ, શિવજી ફળીઆરે,
આ નંદગોપનો લાલ મુજને મળીઆરે.
આ ભોમે મુજને હેત હરિશુ લાગ્યુંરે,
આ નયનકમળનું બાણુ હૈયે વાગ્યુંરે.
આ બુધ આવ્યો ગઇ શુદ્ધ જોવા જઇએરે,
બેસી કુંજે કરીએ ગુંજ, વહાલાં થઇએરે.
સખિ! દેવગુરુને વાર, સુખ છે સહુનેરે,
મને અતિ ઘણો આનંદ રાધા વહુનેરે.
શુક્રરના સૈયર બોલ સહુને ગમતારે,
આ લેતાં તાળી હાથ રજની રમતારે.
સખિ! શનિશ્ચરે સંદેશ હરિને કહાવ્યોરે,
રુડી શરદપુનમની રાત રમવા આવોરે.
આ સાત વાર જે ગાય, નર ને નારીરે,
તેને વૈકુંઠ આપે વાસ દેવ મોરારીરે.

૨

આદિત્યે અકળ કળા તારી, જાઉં રે હું તો વદનકમળ વારી:
દાસી હું તો ત્રિકમજી તારી, આવોને ઘેર જસોમતીના જાયા:
મને તારી લાગી છે માયા, આવોને. ટેક. ૧
સોમે તમે શોભો સોહાગી, મને તારી મોહન લ્હે લાગી:
કટારી કાળજડે વાગી, આવોને. ૨
મંગળે મદનપીડે મરીએ, ધીરજ અમે કયી પેરે ધરીએ:
એકલડાં રોઈ રોઇને મરીએ, આવોને. ૩
બુધે પ્રભુ બુદ્ધિથી વિચારો, દુખડું અમ દીલ વિષે ધારો:
હરિ હઠ આવો નહિ સારો, આવોને. ૪
ગુરુવારે ગાઉં ગુણો તારા, અવગુણ મન લેતા ન અમારા;
આંખે વ્હેછે આંસુની ધારા, આવોને. ૫
શુક્રરે શું કરીએ સાહેલી, નમેરા નાથ ગયા મેલી:
હવે થાય કોણ કહો બેલી, આવોને. ૬
શનિવારે શામળિયો આવ્યા, ભરી થાળ મોતીડે વધાવ્યા;
ગોપીના સુખસાગર કહાવ્યા, આવોને. ૭
સાતે વાર સમજી જે ગાશે, તેનાં દુખ દળદર સૌ જાશે;
સંતો કહે સુખ સંપત થાશે, આવોને. ૮

---

૩

( રઘુપતિ રામ હૃદેમાં રહેજો રે—એ રાગ )

સખી સાત વારનાં નામ લીજેરે, નીતિ સુધરે તેવું એનિ કીજે,
સખી સાત વારનાં નામ લીજેરે— ટે.
રવિવાર સા રુડો ગણે છેરે, ભાવે સ્તવન પ્રભુનાં ભણે છેરે;
પ્રભુ રીઝે તો પાપ હણે છે, સખી૦ ૧

સોમવારે તો સમજણ લઇએરે, ભલું ભણતર ભણવાને જઇએરે;
વાંચી અર્થ વિચારી લઇએ, સખી૦ ૨
વાર મંગળ મંગળકારીરે, ભણે નહિ તે નાનકડી નઠારીરે;
બહુ વ્હેમમાં બૂડે બિચારી, સખી૦ ૩
બુધવારે તો બુદ્ધિ મળે છેરે, ભણવાથી તો ભમણા ટળે છેરે;
બુદ્ધિ વગરનાં દેખી બળે છે, સખી૦ ૪
ગુરુવારે ગુરુ જ્ઞાન આપેરે, સર્વે મનતણા સંશય કાપેરે;
જ્ઞાન પામીએ ગુરુને પ્રતાપે, સખી૦ ૫
શુક્રવારે શીખો સત્ય વાણીરે, જુઠું કદીએ ન બોલીએ જાણીરે;
જુઠું બોલે તે તો પાપી પ્રાણી, સખી૦ ૬
શનિવારે શરીર શોભાવોરે, શીખી સદ્‌ગુણ લાયકી લાવોરે;
રુડો અવસર આવ્યો છે આવો, સખી૦ ૭
સાતે વાર કહ્યા છે તે સારારે, નથી તેમાં કોઇએ નઠારારે;
જશે નરકે નિંદા કરનારા, સખી૦ ૮
શિખામણ દીધી સમજુને કામેરે, સ્થિર થઇને સુણો શુભ ઠામેરે;
દીધી દિલ થકી દલપતરામે, સખી૦ ૯

---

૪

રવિવારે રામ ગયા છે રાવણ કેરા રાજ્યમાં હો રામ !
વહેલા આવજો હો રામ !
સોમે શોક થયો છે સુંદર લંકા ગામમાં હો રામ !
વહેલા આવજો હો રામ !
ભોમે ભય પમાડી માર્યો રાવણ ભ્રાતને હો રામ !
વહેલા આવજો હો રામ !
બુધે બોધ સુણીને દેવોએ માર્યા દાનવો હો રામ !
વહેલા આવજો હો રામ !

ગુરુએ કીધો ક્રોધ અઘોરો રાવણ રોળીઓ હો રામ!
વહેલા આવજો હો રામ!
શુક્રે શોધી કાઢી લીધાં સીતા સામર્થાં હો રામ!
વહેલા આવજો હો રામ!
શનિએ દીધું રાજ વિભીષણને શુભ ઠામમાં હો રામ!
વહેલા આવજો હો રામ!
અરજી સેવકની સુણીને આવ્યા ગામમાં હો રામ!
વહેલા આવજો હો રામ!

---

૫

સોમવારે શામળીઓ સિધાવ્યા રે,
ગોકુળ મેલી મથુરાં પધાર્યા રે;
એક સંદેશો કેમ ન લાવ્યા,
કહેજો શ્રીકૃષ્ણને ઘેર ના'વ્યા રે. ટેક.
મંગળ મહેર કરોને મોરારી રે,
હું તો જનમની દાસી તમારી રે;
પ્રભુ લજ્જા રાખોને અમારી—કહેજો.
બુધવારે બેસી નવ રહીએ રે,
અક્રૂર સાથે ચાલ્યા નવ જઈએ રે;
દીનાનાથ નમેરા ન થઈએ—કહેજો.
ગુરુવારે ભર્યા રહેજો મનમાં રે,
વ્હાલા મેલી ગયા મહા વનમાંરે;
તેની દાઝો ઘણી મારા તનમાં—કહેજો.
શુક્રવારે તે સહુએ સંસારી રે,
મેણાં બોલે છે વ્રજની નારીરે;
મને બળતીને શું નાખો બાળી—કહેજો.

શનિવારે તે સ્નાન કરીને રે,
એઇ તેડી લાવોને હરિને રે;
હવે નહિ રે જવા દઉં ફરીને—કહેજો.
આદિત્ય વારે હરિ ઘેર આવ્યા રે,
થાળ ભરી મોતીડે વધાવ્યા રે;
મહેતા નરસિંહને મન ભાવ્યા—કહેજો.

---

૬

મા આદિત્યે આનંદ અંબા નિરખીરે,
ગુણ ગાતા મન ઉભરાય હૈડું હરખીરે. ૧
મા સોમે હરી શુધબુધ દરશન આપીરે,
વણ મૂલે કીધો દાસ દુઃખડાં કાપીરે. ૨
મા ભોમે ભવાની માત મુજને વ્હાલીરે,
થઇ વાઘની ઉપર સ્વાર ત્રિશૂળ ઝાલીરે, ૩
મા બુધે બાળ સ્વરૂપ દીઠી બાળીરે,
મા બેઠી સજી શણગાર ગબ્બરવાળીરે. ૪
મા ગુરુવારે શોભાય ગરુડની સ્વારીરે,
મેં અકળ ગતિ ન કળાય, નિરખી તારીરે. ૫
મા શુક્રવારે સમીસાંજ જાઉં બલિહારીરે,
કરી પંચતિરથ જાત્રાય માજી તારીરે. ૬
મા શનિવારે સંતાપ તનમાં થાએરે,
કરી દરશન સૌશું સંગ પંથ પળાએરે. ૭
આ સાત અવતાર જે ગાય સુણી તે ભાએરે,
ચંદ દાસ તારાને તેડ ગુણ તુજ ગાએરે. ૮

---

# તિથિઓ

## ૭

આ પડવાની પડી પ્રીત ગતિમતિ ભૂલીરે,
મારા હરિ વિના એક વાત, સરવે સૂનીરે. ૧
આ બીજે તેં બાળેવેષ રહી છું બાળીરે,
આ ઘરમાં કયમ રહેવાય વાગે તાળીરે. ૨
ત્રીજે ત્રિભુવનરાય કંઇક વિચારોરે,
હરિ આવોને આપણે ઘેર હેત વધારોરે. ૩
ચોથે તે ચંચળ નાર ચમકતી ચાલેરે,
પેલો વૃંદાવનનો વૈદ દુખડાં ટાળેરે. ૪
પાંચમનાં પડદેપોસ હરિ શું રાખ્યાં રે,
પ્રભુ હવે ન વિસર્યાં જાય રતિરસ ચાખ્યારે. ૫
છઠ્ઠીના લખિયા લેખ તે કેમ ટળશે રે,
મારી પેલા જનમની પ્રીત આવી મળશેરે. ૬
આ સાતમના સંતાપ હરિ શું અમનેરે,
ક્યાં જઇને કહીએ વાત લાજ ન તમનેરે. ૭
આ આઠમે ઓચ્છવ થાય આનંદની હેલીરે,
અમે શામળિયાશુ રાસ રમવા ઘેલીરે. ૮
આ નોમે નમેરા નાથ નગણા ન થઇએરે,
મુકીને ગોકુળિયું નાથ મથુરાં ન જઇએરે. ૯
આ દશમે દિનરાત દેહડી દાઝેરે,
ઘેર નાવલિયો રિસાય આવી તમ કાજેરે. ૧૦
આ એકાદશીનાં વ્રત ભ્રતાં આઇ કરવાંરે,
છાનાં છોગાળાનાં ધ્યાન હૃદયે ધરવાંરે. ૧૧

આ બારસે બળવીર દરશન દેજોરે,
મને શામળિયા ભગવાન, સંમુખ રહેજોરે. ૧૨
આ તેરસના તો તંત અમારા તૂટયારે,
આ હરિ હરિ ! કરતાં હોઠ, અમારા સૂકયારે. ૧૩
ચૌદશે શું માખણચોર કોઇએ વ્હાયારે,
વેર રાધા સરખી નાર શું રિસાયારે. ૧૪
પુનમે પંદર તિથિ પુરી થઇ કહાવેરે,
સુની સેજડીએ એકાંત નિંદ્રા નાવેરે. ૧૫

---

## ૮

હરિ હઠ મેલને રાધે, મારી સંગ બોલને રાધે;
અબોલા તોડને રાધે, ઘુંઘટડા ખોલને રાધે;
કહ્યું મારું માનને રાધે. ટેક.

પડવે મોરી સાહેલડી, પિઉજી વાડીએ જાય;
પિઉજી લાવે દાડમ, ગોરી છોલે ને પિઉજી ખાય. હરિ. ૧
બીજે મોરી સાહેલડી, બાળોજ ઉગ્યો ચંદ;
દાડમ જેવે દંતડે, ગોરી આ શો માંડયો ફંદ. હરિ. ૨
ત્રીજે મોરી સાહેલડી, તરીઆજ વારોવાર;
આશુ ભૂલી સુંદરી, ભૂલી કંકુ ને કાજળ સાર. હરિ. ૩
ચોથે ચમકતી મેં સુણી, જોબન બાળેવેશ;
ભરજોબનમાં એકલી, કાનો પિઉ ગયો પરદેશ. હરિ. ૪
પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દૂર;
ભરજોબનમાં એકલી, મારું જોબન જાય ભરપૂર. હરિ. ૫
છઠે મોરી સાહેલડી, છઠીજ વારોવાર;
પરદેશી રાજ પધારશે, આપણે બેસીશું હારોહાર. હરિ. ૬

સાતમે મોરી સાહેલડી, સાથેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ. હરિ. ૭
આઠમે મોરી સાહેલડી, આઠજ જોડાજોડ;
પરદેશથી રાજ પધારશે, આપણે બેસીશું મ્હોડામ્હોડ. હરિ. ૮
નોમે મોરી સાહેલડી, નવલાંજ પહેરું ચીર;
દીપક લેઇ મેડે ચડું, મારે નયણે વછુટયાં નીર. હરિ. ૯
દશમે મોરી સાહેલડી, દશરા પૂજવા જાય;
પૂજ્યા તે સૌ પામિયાં, રુડા રાયજાદા ભરથાર. હરિ. ૧૦
અગિયારસ મોરી સાહેલડી, મેં કીધી ભલીભાત;
પરોઢીએ ઉઠી પારણાં કરું, મને કૃષ્ણ જોયાની ઘણી ખાંત. હરિ. ૧૧
બારસે મોરી સાહેલડી, બારજ બાંધ્યા બંધ;
કસનારા નર કસી ગયા, એ તો કદીએ ન છુટે સંબંધ. હરિ. ૧૨
તેરસે મોરી સાહેલડી, વાદળ વાધ્યો રંગ;
ઓસડની મૂળી એક છે, મને ડસિયો કૃષ્ણ ભોરંગ. હરિ. ૧૩
ચૌદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ;
મેં જાણ્યું પડશે પાધરા, પણ પડિયા તે બારેવાટ. હરિ. ૧૪
પુનમે મોરી સાહેલડી, પુરીજ કરજો આશ;
મેં જાણ્યું હરિ આવશે, પણ હવે હું થઇ છું નિરાશ. હરિ. ૧૫

---

૯

( પડવે આવી પકડો મારી બાંયરે, ઝોગણા—એ રાગ. )

પડવે પ્રીતમ વ્રજ તજી કેમ ચાલ્યારે, ગીરધારી,
માનીતી કુબજાએ મોહોલે મ્હાલ્યારે, હો ગીરધારી. ૧
બીજે બંસીવટમાં વાટડી જોતીરે, ગીરધારી,
કોઇ ચાખે તો આંસુડાં પાલવ લુછી લેતીરે, હો ગીરધારી. ૨

ત્રીજે ત્રીકમ તન મારાં પરજળતાંરે, ગીરધારી,
આ ગોકુળીઆમાં ઘેલાં થઇને ફરતાંરે, હો ગીરધારી. ૩
આ ચોથે ચતુર્ભુજ શરણે રાખોરે, ગીરધારી,
હરિ સુખ દુઃખ કેરી વાત અમશું ભાખોરે, હો ગીરધારી. ૪
પાંચમે પુરુષોત્તમ કેમ વિસારીરે, ગીરધારી,
પ્રીત કરી કેમ મૂકી વ્રજની નારીરે, હો ગીરધારી. ૫
છઠ્ઠીને દિને છોગાળો જો આવેરે, ગીરધારી,
વાંસલડીના શબ્દે વન બોલાવેરે, હો ગીરધારી. ૬
સાતમે શામળીઆ વિણુ નથી ગમતુંરે, ગીરધારી,
રહે મનડું મારું ગિરિધર પાછળ ભમતુંરે, હો ગીરધારી. ૭
આઠમે અલબેલા અંતરજામીરે, ગીરધારી,
લ્યો દાસીને સંગાથ ગરુડગામીરે, હો ગીરધારી. ૮
નોમે નૌતમ ખેલ કરે વ્રજવાસીરે, ગીરધારી,
નવ ગોઠે ગોવિંદ વિણુ રહું ઉદાસીરે, હો ગીરધારી. ૯
દશમને દિન સરવ સજે શણુગારરે, ગીરધારી,
પણ હરિ વિણુ લાગે આગ તણા અંગારરે, હો ગીરધારી. ૧૦
એકાદશીનો ઓચ્છવ તે નવ ગમતોરે, ગીરધારી,
આ મુજને વિરાહગ્નિ રહે છે દમતોરે, હો ગીરધારી. ૧૧
બારસે બહુ વિધથી ખેલે બાળારે, ગીરધારી,
શા કારણે મને મૂકી ગયા છોગાળારે, હો ગીરધારી. ૧૨
તેરસે આ મનડું ફટકી જાયરે, ગીરધારી,
મોહન વિના તો મંદિર ખાવા ધાયરે, હો ગીરધારી. ૧૩
ચૌદશે ચિત્તમાં ગર્ઘ્ધ છું ચૂકીરે, ગીરધારી,
માતપિતાની લજ્જા મેં તો મૂકીરે, હો ગીરધારી. ૧૪
પુનમને દિન પૂરણ પ્રગટે ચંદરે, ગીરધારી,
પણ શામળિયા વિણુ કરું અતિ આક્રંદરે, હો ગીરધારી. ૧૫

આ પંદર તિથિ હરિ વિયોગ દુ:ખની ગાશેરે, હો ગીરધારી,
આ ગોવર્ધનનો સ્વામી પ્રસન્ન થાશેરે, હો ગીરધારી. ૧૬

૧૦

સખી પડવે તે પંથે ચાલ્યારે, મહાવન કેરા મારગ ઝાલ્યારે;
સાથે સીતા ને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧
સખી બીજે મઢીમાં બિરાજેરે, એવાં નદીઓ તણાં નીર ગાજેરે;
રામ મેલી ગયા રૂડું રાજે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૨
સખી ત્રીજે તે વનકેરી ઝાડીરે, ફળ ફુલ મંગાવે છે દહાડીરે;
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૩
સખી ચોથે કેવડિયો મ્હેકેરે, ફાલ્યો ફૂલ્યો તે મોગરો લ્હેકેરે;
એવી લીલી લતાઓ લ્હેકે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૪
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલી ને કાંઠલો કાળોરે;
મુખે રામ ભણંતો ભાળ્યો રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૫
સખી છટ્ઠે છેતરવાને આવ્યોરે, કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે;
એ મુખનો મૃગલો બનાવ્યો, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૬
સખી સાતમે શ્રીહરિ સમર્યારે, વાડી ભેળી ઉડાડ્યા છે ભમરારે;
દુ:ખ સહીને ઉઝેર્યા છે ડમરા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૭
સખી આઠમે એને નિહાળ્યોરે, ધનુષ ધારીને મરગલો માર્યોરે;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૮
સખી નોમે તે નાખ્યો તીરરે, જઇ વાગ્યો છે મૃગ શરીરરે;
ધાજો ધાજો હો લક્ષ્મણ વીર ! રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૯
સખી દશમે કહે લક્ષ્મણનેરે, ભેલી વીરો બોલાવે છે તમનેરે;
આડી આણ દીધી છે અમને, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૦
સખી એકાદશી ઉપવાસીરે, લંપટ લેવાને લાગ તપાસીરે;
રાવણ સીતાને લઇ ગયો નાસી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૧

સખી બારસે હનુમાન બળિયોરે, બેઠી સમુદર પાર ઉતરિયોરે;
જઇ જોગમાયાને મળિયો, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૨
સખી તેરસે ત્રંબાળુ ગાજેરે, હાક હનુમાન વીરની વાજેરે;
લ્હાય લંકા તે ગઢમાં લાગે, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૩
સખી ચૌદશે ચિત્ત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે;
રામે રાવણને નાંખ્યો મારી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૪
સખી પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૫
સખી પંદર તિથિ થઇ પુરીરે, એમાં એકે નથી અધુરીરે;
આતમારામની વાણી મધુરી, રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. ૧૬

---

## ૧૧

પુનમે અમને પૂરણ દરશન દેજોરે, છોગાળા,
દયા કરી મારી દેહડીનાં દુખ લેજોરે. મોરલીવાળા. ૧
પડવે આવી પકડો મારી બાંયરે, છોગાળા,
કાંઇ સદગુરુની રાખો શીતળ છાંયરે. મોરલીવાળા. ૨
બીજે મારી બાળક બુદ્ધિ કાપોરે, છોગાળા,
દયા કરીને શીતળ સુખડાં આપોરે. મોરલીવાળા. ૩
ત્રીજે હું તો તત્પર થઇને બેઠીરે, છોગાળા,
શ્રીમુખ વાણી મુજને લાગે મીઠીરે. મોરલીવાળા. ૪
ચોથે ચતુરાને ગયા શું ચૂકીરે છોગાળા,
કાંઇ હવે લાગે મેં લાજ સરવની મૂકીરે. મોરલીવાળા. ૫
પાંચમે પુરણાવરતી કહેવાયરે, છોગાળા,
મુજથી હરિ વિના ઘડીએ ના રહેવાયરે. મોરલીવાળા. ૬
છઠ્ઠીના લખિયા લેખ તે કેમ ટળશેરે, છોગાળા,
મુજ પતિવ્રતાનાં કારજ કરવાં પડશેરે. મોરલીવાળા. ૭

સાતમે હું ગુણ તમારા ગાતીરે, છોગાળા,
આ મોરલડીને શબ્દે હિંડું છું માતીરે. મોરલીવાળા. ૮
આઠમે અવતરિયા અંતરજામીરે, છોગાળા,
આ જાદવકુળમાં જન્મ્યા છો બહુનામીરે. મોરલીવાળા. ૯
નોમે કરવા નરપતિનાં કામરે, છોગાળા,
મુજ મંગળકારી ગયા મથુરાં ગામરે. મોરલીવાળા. ૧૦
આ દશમે દાવાનળ ખુબ કોપ્યોરે, છોગાળા,
આ મામો કંસ મારીને રણથંભ રોપ્યોરે. મોરલીવાળા. ૧૧
એકાદશીના પડદા આવી ખોલોરે, છોગાળા,
પ્રભુ અંતરજામી આપ અમશું બોલોરે. મોરલીવાળા. ૧૨
બારસે વૃંદાવન રસ્તો ઝાલોરે, છોગાળા,
મુજ તલસંતો આ જીવ મેલો શું બ્હીલોરે. મોરલીવાળા. ૧૩
તેરસે ચરણકમળમાં ચિત્ત લાગ્યુંરે, છોગાળા,
કંઇ જન્મોજન્મની ભક્તિ તમારી માગુંરે. મોરલીવાળા. ૧૪
આ ચૌદશે હું ચરણકમળની દાસીરે, છોગાળા,
તજી અડધી રાતે ગયા મથુરાં નાસીરે. મોરલીવાળા. ૧૫
અમાસે પ્રભુ ધરણીધર કહેવાયરે, છોગાળા,
કંઇ નરસીમેહેતો ગુણ તમારા ગાયરે. મોરલીવાળા. ૧૬

## કૃષ્ણ વિજોગ

### ૧૨

પડવે પાતળિયા ગીરધારી, મારે ઘેર આવજોરે લોલ.
બીજે બાળક બેઠું બાહાર છે, મેં સમજાવિયુંરે લોલ.
ત્રીજે ત્રણ ભુવનનો નાથ, મોલીડે વધાવીએરે લોલ.
ચોથે ચંચળ મનની નાર, મથુરાંની વાટમાંરે લોલ.

પાંચમે પગલાં ભરજો પ્રાણ કે, મારે ઘેર આવજોરે લોલ.
છઠ્ઠે છોગાળા ભગવાન કે, ભક્તને તારજોરે બોલ.
સાતમે સાદ કરે સૌ નાર કે, ગોકુળ ગામનીરે લોલ.
આઠમે અવતરિયા ભગવાન કે, નિરખું નાથનેરે લોલ.
નોમે નગણા થાવ ન નાથ, અહારી પ્રેમમાંરે બોલ.
દશમે મારી મામો કંસ કે, વ્રજમાં આવજોરે લોલ.
એકાદશી પરણી લાવ્યા નાર કે, સતભામા ખરીરે લોલ.
બારસે બહુ બળિયા ભગવાન કે, દશોદિશ વ્યાપિયારે લોલ.
તેરસે ધન ઘોઇ જોતી વાટ કે, વ્હાલા આપનીરે લોલ.
ચૌદશે બંસીવટને ચોક કે, રાસ રમાડજોરે લોલ.
પુનમે પંદર તિથિ થઇ પૂર્ણ કે, ગુણ ગાઇ રહીરે લોલ.

---

## કૃષ્ણ ગુણગાન

### ૧૩

( સખી પડવેના પડીઆ પંથ, નાથજી ના'વ્યારે—એ રાગ )

સખી પડવે તે પહેલો દિન અંતરે આણોરે,
બધું ઇશ્વરને આધીન જગત આ જાણોરે. ૧
સખી બીજે બીજી વાત સાંભળો શાણીરે,
જો આ ઉપજાવી જીવજાત પ્રભુએ પ્રાણીરે. ૨
સખી ત્રીજે તું કરજે તોલ તેનો તપાસીરે,
કેવો બળિયો તે સાચું બોલ એ અવિનાશીરે ? ૩
સખી ચોથે ચિત્ત વિચાર તું કર તેનોરે,
કેવો મહિમા અપરંપાર અકળિત એનોરે ? ૪

સખી પાંચમે પ્રભુનો પાડ માનજો મનમાંરે,
જેણે ઝાઝાં બનાવ્યાં ઝાડ વિધવિધ વનમાંરે. ૫
સખી છઠ્ઠે છોકરવાદ છેકજ છાંડોરે,
પ્રભુના ગુણ આણી યાદ મનમાં માંડોરે. ૬
સખી સાતમે સાચો સ્નેહ પ્રભુપદ રાખોરે,
જેણે દીધો અમુલખ દેહ ભલપણ ભાખોરે. ૭
સખી આઠમે કહું છું આમ, સાંભળો સાચું રે,
ધન, માલ, ધરા ને ધામ, કામ છે કાચું રે. ૮
સખી નોમે થવાનું નાશ, જગત આ જાણોરે,
એક ઇશ્વરનો વિશ્વાસ અંતરે આણોરે. ૯
સખી દશમે દેશવિદેશ, જન સૌ જે છે રે,
સગાં સર્વે સંબંધી વિશેષ આપણાં એ છે રે. ૧૦
સખી અગિયારસે તો એમ સમજીને સંપોરે,
કોઇનો દ્વેષ કરીએ કેમ ? ઉપજે અજંપોરે. ૧૧
સખી બારસે જે જે બોલ બોલીએ બાઇરે,
તેનો પ્રથમ તપાસીએ તોલ તેમાં ભલાઇ રે. ૧૨
સખી તેરસે તેનો તપાસ કેમ ન કરીએરે ?
આપ્યો ઇશ્વરે બુદ્ધિ ઉજાસ, સાર સંઘરીએરે. ૧૩
સખી ચૌદશે ચતુરા ચિત્ત, ચેતી વિચરજોરે,
જેમાં હોય તમારું હિત કામ તે કરજોરે. ૧૪
સખી પુનમે પુણ્ય ને પાપ, ગાંઠે ગણાશેરે,
ઉર એમ સમજજો આપ તો સુખ થાશેરે. ૧૫
આવે અંધારિયામાં અમાસ માસને અંતેરે,
કવિ દલપત પ્રભુનો દાસ વિનવે ખંતેરે. ૧૬

# રણછોડજીની તિથિઓ

## ૧૪

સખી પડવે તે પુરણ બ્રહ્મ, જે કોઇ જાણેરે;
રુડો રણછોડજીનો ધર્મ, વેદ વખાણેરે.
સખી બીજે બોડાણોજી બોલ, કહે છે એવોરે;
રાખશો તો રહેશે તોલ, ઉપજે એવોરે.
સખી ત્રીજે તુલસીનાં વન, પ્રભુને પ્યારાંરે;
હાથમાં વાવે હરિના જન, શોભે સારાંરે.
સખી ચોથે ચાલ્યા જાય, વસમી વાટેરે;
હૃદયામાં રણછોડરાય, મળવા માટેરે.
સખી પાંચમે પળીયા પંથ, તડકા તનમાંરે;
સેવા કરે હરિના જન, મારા મનમાંરે.
સખી છઠ્ઠે છાપાં અંગ, ધણીનાં ધરીયાંરે;
રાખે હૃદયા સાથે રંગ, જગત બધું તરીયાંરે.
સખી સાતમે સુંદરશ્યામ, મોહન મળીઆરે;
હું તો આવીશ તમારે ગામ, ફેરા ફળીઆરે.
સખી આઠમે જોડી વહેલ, બળવંત બેઠારે;
પુરવ દેશમાં કરી મહેર, પંથમાં પેઠારે.
સખી નોમે નવમા જોડ. આણી રાખેરે;
સેવક સુતા સાંગીમાંય, હરિ રથ હાંકેરે.
સખી દશમે આવ્યા ડાકોર, એ રંગ રસીયારે;
તે ઠેકાણે ઠાકોર વ્હાલો મારો વસીયારે.
સખી એકાદશીના દન, ગુગળી ઘેર્યારે;
મધરાતે આવ્યા મહારાજ, હેરણ હેર્યારે.

સખી બારસે બાંધ્યા છે માલ, સેવકથી છાનારે;
સોનું તો સવા વાલ, પુંજીમાં પામ્યારે.
સખી તેરસે ગુગળી ઘેર, પાછા ફરીઆરે;
મધરાતે આવ્યા મહારાજ, કારજ સરીયાંરે.
સખી ચૌદશે ચરણામૃત, પ્રેમથી પીધાંરે;
હરિ કઠણ થયા નંદલાલ, સંદેશા ન કીધારે.
સખી પુનમે પૂજા થાય, શોભા સારીરે;
દરશન કરવાને જાય, નર ને નારીરે.
સખી પંદર તિથિ સાતવાર, જે કોઇ ગાશેરે;
તેને મળશે દ્વારકાંના નાથ, વૈકુંઠ જાશેરે.

ॐ

# મહિના

## ગોપી વિરહના મહિના

૧૫

કારતક આવ્યો એ સખી; સજ્યા સોળ શણગાર;
ઓઢવાને નવરંગ ચુંદડી, કંઠે એકાવળ હાર.
કહો હરિ કેમ રહું એકલી, મારો શો અપરાધ;
હવે તો ઘરમાં નથી ગોઠતું, જાણું લઉં વૈરાગ. ટેક.
માગશરે મૂકી મને ગયા, મનમાં ન આણી મેર;
રીસ કરી મથુરાં ગયા, કુબજાશું કીધી લ્હેર. કહો.
પોસ મહિનાની પુનમે, સમણાં લાગ્યાં સાર:
સોળે શણગાર પ્રભુ મેં ધર્યા, પણ ના'વ્યા દીનદયાળ. કહો.
મહા મહિનાની સેજમાં, લાંબી વેરણ રાત;
પ્રભુ વસે જો વેગળા, રમશું કોની સંગાથ. કહો.
ફાગણ ફૂલ્યો ફૂલડે, વન કેસુડે લાલ;
કસ્તુરીનાં છાંટણાં, ઉડે છે અબીલ ગુલાલ. કહો.
ચૈતર ચંપો મોરિયો, મોર્યાં દાડમ ને દ્રાખ;
કોયલડી ટહુકા કરે, ને ભમર કરે ગુંજાર. કહો.
વૈશાખે સુરજ કોપિયો, તે તપે રાધાનું તંન;
રાધા અબોલા લેઇ રહ્યાં, નથી બોલ્યાનું મંન. કહો.
જેઠ મહિને જદુરાયજી, રાધા સાધે છે જોગ;
અન્નજળ મુખથી ત્યાગિયાં, છોડયા છપ્પન ભોગ. કહો.
અસાડ આવી ઉલટયો, મેહુલિયે કીધી મ્હેર;
ગોરી ભીંજાય ઘર આંગણે, પિયુ ભીંજાય પરઘેર. કહો.

શ્રાવણ વરસ્યો સરવડે, નદીએ ચઢિયાં નીર;
સ્વપ્ને સેજે દેખીઆ, હરિ હળધરના વીર. કહો.
ભાદરવો ભલે ગાજીઓ, ભલો વરસ્યો છે મેઘ;
વિજળડી ચમકારા કરે, જળની આવે છે રેલ. કહો.
આસો માસે નવરાતડી, નવ દહાડા કહેવાય;
સૌ ગોપીઓ ટોળે મળી, માંડવડે મંગળ ગાય. કહો.

## ગોપીઓની સ્તુતિના મહિના

૧૬

( કારતકે કાજલને તજિયું—એ રાગ )

રતક કોટી કલ્પના કરીએ, ગોકુળીઆમાં ઘેલાં થઇ ફરીએ;
ખદુ:ખ સરવે સહી રહીએ, ઓધવ જઇને અમ સ્તુતિ કહેજો;
ખરે મારું દીલ મધ્યે લેજો, ઓધવ૦ ૧
ામશરે મેણાં લીધાં માથે, જીવણજીએ વચન આપ્યાં હાથે;
રજની રમશું તમ સાથે, ઓધવ૦ ૨
ાષે તો ધીરજ કેમ ધરીએ, કહો તો વ્હાલા વિખડાં પી મરીએ;
વણ વિના જીવીને શું કરીએ, ઓધવ૦ ૩
ાહે તો મૈત્રિ તોડી મારી, વ્હાલે મારે કુબજા કરી નારી;
ા શું કીધું મોહન મોરારી, ઓધવ૦ ૪
ાગણ ફીકર કરું મનમાં, દિવસ ને રાત તપું તનમાં;
ખુટી જેમ હરણી ફરે વનમાં. ઓધવ૦ ૫
ઇતરે ચિત્ત કરે ચાળા, મુકી ચાલ્યા મોરલીઓવાળા;
રશન તમે દેજો નંદલાલા, ઓધવ૦ ૬
શાખે વનમાં કોયલ બોલે, વ્હડે મારાં ચિતડાં ચગડોળે;
ૌબન મારું જાય ઝાકમઝોળે, ઓધવ૦ ૭

જોઉં તો જળ ભરીઆં નયણે, વંદન મારાં હરિવરને ચરણે;
ખટકે વ્હાલો લોકતણે વયણે, ઓધવ૦ ૮
અસાડ તો ઇંદ્રધારે વરસે, પિઉ વિના મન મારું તલસે;
મોહનવર મેહેર હવે કરશે, ઓધવ૦ ૯
શ્રાવણે સાંભળ સાહેલી, નમેરા તો નાથ ગયા મેલી;
ગોકુળિયામાં થઇને ફરું ઘેલી, ઓધવ૦ ૧૦
ભાદરવે ભેટો ભૂધર અમને, ઝાઝું હવે શું કહીએ તમને;
નકામા શીદ દહો તનને, ઓધવ૦ ૧૧
આસો માસે આવી દિવાળી, સખિ! ઘેર આવ્યા વનમાળી;
જમાડું સેવિએ સુંવાળી, ઓધવ૦ ૧૨
બારે માસ કાવ્યામૃતે ભરીયા, રણછોડના સ્વામી પછી મળીયા;
તેથી અમ જનમમરણ ટળીયાં, ઓધવ૦ ૧૩

---

## અંબાજીના મહિના

૧૭

કારતક માસે કરુણા કરો મુજ માતરે, મા અંબાજી
અલબેલી અંબા સાંભળ મારી વાતરે. મા અંબાજી ૧
સેવક જાણી કરજો મુજને સાથરે, મા અંબાજી
તારાં દરશનની મા મુજને મોટી ચાહરે. મા અંબાજી ૨
માગશર માસે મન મળવા અકળાયરે, મા અંબાજી
તારી પ્રીચ્છા કરતાં આનંદે દિન જાયરે. મા અંબાજી ૩
દિન વહી જાય ને આશા મુજને મોટીરે, મા અંબાજી
તારા રંગમંડપમાં હું નવ આવી લોટીરે. મા અંબાજી ૪
પોષ માસે જોશો નહિ મુજ દોષરે, મા અંબાજી
મુજ રાંક ઉપર શો ધરવો માજી રોષરે. મા અંબાજી ૫

રોષ ન ધરીએ તમે દેવી છો દયાળુરે, મા અંબાજી
જેનું નામ ધરાવે સેવકજન પ્રતિપાળરે. મા અંબાજી
મહા મહિને કાંઇ વરસ આદર્યાં તમારાંરે, મા અંબાજી
મા શું જુઓ છો કુડાં કરમ અમારાંરે. મા અંબાજી ૭
કુડાં કરમની કરણી છે મધ્યાન્તરે, મા અંબાજી
તારાં દરશનનું મને મોટું અંબા ધ્યાનરે. મા અંબાજી ૮
ફાગણુ માસે ફરી ફરી ઉલટે અંગરે, મા અંબાજી
રંગ ભર્યાં મનડાં નવ કરશો ભંગરે. મા અંબાજી ૯
ભંગ ન કરશો, તનડું અમારું તલસેરે, મા અંબાજી
ચિત્ત અમારું ચરણે તારે અટકેરે. મા અંબાજી ૧૦
ચૈતર મહિને ચિંતા મુજને ઝાઝીરે, મા અંબાજી
જનમ ધરી નવ નિરખ્યાં અંબામાજીરે. મા અંબાજી ૧૧
નવ નિરખ્યાં મેં અંબા અકળ સ્વરૂપરે, મા અંબાજી
મા વળતાં ક્યાંથી દેખીશ તારાં રૂપરે. મા અંબાજી ૧૨
વૈશાખ મહિને વરસ જાય દેહ નાડીરે, મા અંબાજી
મા હવે વગતી વેળા રહી છે માડીરે. મા અંબાજી ૧૩
વેળા માડી માથે મોટું દુઃખરે, મા અંબાજી
વળતી ક્યાંથી દેખીશ માનાં મુખરે. મા અંબાજી ૧૪
જેઠ માસે મુજને તેડો ઠેઠરે, મા અંબાજી
નહીં તેડો તો જીવન જાશે વેઠરે. મા અંબાજી ૧૫
વેઠ જાશે ને મિથ્યા થાશે જનમરે, મા અંબાજી
ભાગ્ય નથી ને કુડાં મારાં કરમરે. મા અંબાજી ૧૬
અસાડ માસે અટક ન ધરીશે મનરે, મા અંબાજી
તારાં દરશન માટે તલસે મારું તનરે. મા અંબાજી ૧૭
તન તલસે ને દયા ન આવે માડીરે, મા અંબાજી
મા દયાળુ દીલથી શું મૂકો વિસારીરે. મા અંબાજી ૧૮

શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારેરે, મા અંબાજી
મા ઇચ્છા હોય તે આવે તમારે પારેરે. મા અંબાજી ૧૯
મા સંઘ ભરાય ને સૌને ઇચ્છા થાયરે, મા અંબાજી
મા પાપી હોય તે નિશ્ચે પાવન થાયરે. મા અંબાજી ૨૦
ભાદરવામાં શીદને મન ભમાવોરે, મા અંબાજી
તારાં દુર્લભ દરશન આપી તાપ શમાવોરે. મા અંબાજી ૨૧
તાપ શમાવી શીતળ કરજો છાંયરે, મા અંબાજી
શીશ નમાવતાં પ્રાયશ્ચિત્ત પ્રલે થાયરે. મા અંબાજી ૨૨
આસો માસે અરજ સાંભળો વ્હેલીરે, મા અંબાજી
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે. મા અંબાજી ૨૩
હેલી કરીને પૂરો મનની આશરે, મા અંબાજી
સેવકજનને તેડો તમારી પાસરે. મા અંબાજી ૨૪
માસ બારે પૂરણ કીધા માતરે, મા અંબાજી
આશાપુરી પૂરજો મારી આશરે. મા અંબાજી ૨૫
તેરમો મહિનો પુરૂષોત્તમ કહેવાયરે, મા અંબાજી
દર્શન તારું કરવા દિલડું ચ્હાયરે. મા અંબાજી ૨૬
આરાસુરમાં નિત્ય આનંદ થાયરે, મા અંબાજી
કરજોડીને બાપુ સેવક ગાયરે. મા અંબાજી ૨૭

---

## લાલજીના મહિના

૧૮

લાલજી કારતક મહિને રથ જાદવરાયે જોતર્યા,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૧
લાલજી માગશર મહિને મેલીને મથુરાં ગયા,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૨

લાલજી પોષ મહિને પોપટ બેઠો પાંજરે,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૩
લાલજી મહા મહિનાની સેજલડી સુની પડી,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૪
લાલજી ફાગણુ મહિને ફાગ રમે નરનારીઓ,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૫
લાલજી ચૈતર મહિને ચતુર્ભુજ ચાલ્યા ચાકરી,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૬
લાલજી વૈશાખ મહિને વાયે હિંડોળા ઝુલતા,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૭
લાલજી જેઠ મહિને જુગજીવન ઘેર આવજો,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૮
લાલજી અસાડ મહિને અબળાને સુખ આપજો,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૯
લાલજી શ્રાવણુ મહિનો સરવડેથી વરસીઓ,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૧૦
લાલજી ભાદરવો તો ભર્યોપુરો આ ગાજીઓ,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૧૧
લાલજી આસો માસે આવી દિવાળી ઢુંકડી,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૧૨
લાલજી ફુલવાડીમાં રંગી લાલમ લાકડાં,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૧૩
લાલજી તેનીરે ઘડાવું નવરંગ પાવડી,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૧૪
લાલજી પાવડીઓ પહેરીને મ્હેલે આવજો,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૧૫

લાલજી પાવડીએથી રડયાખડયા તો ભલે પડયા,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૧૬
લાલજી બળતી ઝળતી બોલું છું પણ ઘણી ખમા,
હો લાલ, વહેલા આવજો હો લાલ. ૧૭

## સીતાજીના મહિના

### સાખીઓ

૧૯

મારા શ્યામસુંદર શ્રીરામરે, કેને આશ્રરે રહીએ;
મારા પળપળ માની પ્રણામરે, લલના સંગ લઇએ;
મ્હાર અલગ ઘનશ્યામરે, મારા સમ નવ જઇએ. ટેક.
કારતક કેમ કરી કાઢીએ, જુગ જેવી પળ જાય;
વિરહી ઝુરું એકલી, મ્હારું મળવાને મન અકળાયરે. મારા. ૧
જોબન દરીઓ ઘુઘવે, પિયુ દેશાવર દૂર;
પરીક્ષક વસે પરદેશમાં, મારું જોબન જાય ભરપૂર. મારા. ૨
માગશરે ઘેર વિજોગણી, પિઉ પરદેશ પ્રયાણ;
ખવાયે અળગું ખોળિયું, જેના પરવશ પડિયા પ્રાણરે. મારા. ૩
જળથી જૂદી માછલી, રાખી રહે નહિ છેક;
વિરહે મારા વાલમા, મારા પડશે પ્રાણ પળ એકરે. મારા. ૪
પોષે તોડી પ્રીતડી, વિરહના વાયુ વાય;
એ ઘાયલનો અંત નહીં, એનું તન તરફડિયાં ખાયરે. મારા. ૫
ખાવું પીવું ખેલવું, ઓઢણ પેહેરણ અંગ;
બોલવું ચાલવું બેસવું, એને પોઢવું ન ગમે પલંગરે. મારા. ૬
માઘે મન તલસે ઘણું, ઝુરે વિજોગણ નાર;
લક્ષ વિંછીની વેદના, ઉપજે ચિત્તમાં અનેક વિચારરે. મારા. ૭

ફાગણુ હોળી ફાલતી, ફાગ રમે સૌ કોય;
એક હોળી મારે આંગણે, બીજી હૈયે હોળી મારે હોયરે. મારા. ૮
ભીતરમાં ભડકા બળે, જન દેખે નહીં ઝાળ;
વળખાં મારે વિષવિધે, જેને ડસીઓ વિરહ વ્યાધિ વ્યાલરે. મારા. ૯
ચૈતર ચકોરી ચિંતતી, દૂર વસે છે શ્યામ;
ભરજોબનમાં એકલી, એતો દાઝ્યા ઉપર જેમ ડામરે. મારા. ૧૦
સુભાગીઓ જાય સાસરે, સજોડ સ્નેહ સહીત;
કયમ કરી વસીએ એકલાં, રાણીજાયા જનમની એ રીતરે. મારા. ૧૧
વા વાયા વૈશાખના, આંબે આવી સાખ;
ભોગી ભમે વિદેશમાં, મારું આય હૃદય બળી ખાખરે. મારા. ૧૨
સુગાને સ્વપ્નું થયું, મનમાં રહી મુંઝાય;
પ્રીતિનું તો પારખું, જે જીભે કહ્યું નવ જાયરે. મારા. ૧૩
જેઠ તણા તડકા પડે, લ્હાય જેવી લૂ વાય;
સૂનાં મંદિર માળીયાં, સૂતી સેજડી ખાતા ધાયરે. મારા. ૧૪
જાય ન રજની દિન જતાં, રાત ભમે દિન નવ જાય;
વિરહ દુઃખ મહા વેદના, એ તે નજરે જોઇ કેમ જાયરે. મારા. ૧૫
અસાડ ઝબકે દામની, ઘન ગરજે નભ માંય;
બપૈયા પિઉ પિઉ કરે, સુણી વિરહિણી વ્યાકુળ થાયરે. મારા. ૧૬
દેવ દાનવ પશુ પક્ષીઓ, માનવ તો કોણ માત્ર;
જીવતાં પ્રેમ વિજોગીયું, ગાળે વિરહીજન ગાત્રરે. મારા. ૧૭
શ્રાવણ વરસે સરવડે, નદીએ આવે નીર;
લીલી ભૂમિ ભાસે ભલી, ગાજે તરુવર ઘેર ગંભીરરે. મારા. ૧૮
ભાદરવો ગાજે ભલો, રાજ્ની સૌ વૈભોગ;
રંગમાં રો રો રોગ એ, જેને વ્હાલાનો થાય વિજોગરે. મારા. ૧૯
ચંપા ચંપેલી મોગરા, નવપલ્લવ વન સોહાય;
વિરહિણી જાત જવાસીઓ, તે તો સૌથે સૂકાઇ જાયરે. મારા. ૨૦

આસો આવ્યાં નોરતાં, રમે જમે નરનાર;
દિવસ દિવાળી દોહલા, તે તો જાણે જગ કીરતાર. મારા. ૨૨
દંપતી અંગ ઉમંગમાં, ગાનતાન ગીત રંગ;
અંગરાગ અદ્દભુત થાય, જયજયકાર જણાવે અનંગરે. મારા. ૨૩
મનમોહન અધિકમાસથી, થાય પ્રભુ પરસંન;
સંગ સીતા જેમ રાખિયાં, તેમ ટળે વિરહ વ્યાધિ દંનરે. મારા. ૨૪

---

# થોભણદાસના મહિના

## ૨૦

કારતક સખિ કોડામણોરે, શોભે પુનમ કેરો ચંદ વાલા;
રાધા કરે હરિને વિનતીરે, ચરણે રાખો ગોવિંદ વાલા. ૧
માગશરે મેલી મુજનેરે, પિઉ ગયા પરદેશ વાલા;
ભરજોબનમાં ભામનીરે, અબળા બાળેવેશ વાલા. ૨
પોષ માસે પુછામણીરે, સાંભળ સૈયર વાત વાલા;
શ્રીકૃષ્ણ ચાલ્યા દ્વારકાંરે, સોળસેં ગોપીઓનો નાથ વાલા. ૩
મહા મહિને મન આહરુંરે, આકુળવ્યાકુળ થાય વાલા;
શમણાં લાગ્યાં બલવીરનાંરે, દીઠા જાદવરાય વાલા. ૪
ફાગણ માસે ફરકિયાંરે, વાગે છે તાલ મૃદંગ વાલા;
મધુરીશી વાય વાલો વાંસળીરે, હોળી ખેલે ગોવિંદ વાલા. ૫
ચૈતર માસે ચિંતામણીરે, નાંખ્યો નવલો હાર વાલા;
કોઈ લાવે પિઉની વધામણીરે, આપું એકાવળ હાર વાલા. ૬
વૈશાખે વન વેડિયાંરે, બેઠી છે દાડમ દ્રાક્ષ વાલા;
કોયલડી ટહુકા કરેરે, સરવો લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહિનાનાં રણુ તમેરે, જેવા ઉનાળાના તાપ વાલા;
અંકામાં જ્વાળા પરજળેરે, ઉભા રહો રઘુનાથ વાલા. ૮

અસાડ માસ ભલો ઉલટયોરે, થાય વિજળીઓના વેગ વાલા;
ભલીરે ઉલટી કાળી વાદળીરે, વરસ્યા બારે મેઘ વાલા. ૯
શ્રાવણ વરસે સરવડીએરે, નદીએ નિર્મળ નીર વાલા;
ભીંજે તે રાણી પદમણીરે, ભીંજાય દક્ષણી ચીર વાલા. ૧૦
ભાદરવો ભલે ગાજીઓરે, શીતળ થયાં શરીર વાલા;
ગોરાંદે ભીંજાય ઘર આંગણેરે, પિઉડો ભીંજાય પરદેશ વાલા. ૧૧
આસો માસે દિવાલડીરે, સુંદરી સજે શણગાર વાલા;
લલાટે ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વાલા. ૧૨
બારે માસ પૂરા થયારે, આવે અધિકમાસ વાલા;
ગાય શીખે ને સાંભળેરે, વિનવે શોભણદાસ વાલા. ૧૩

## બહુચરાજીના મહિના

૨૧

ચૈતરે ચિત્ત ઘણું બાંધું, નમી નમી બહુચર આરાધું;
મારું મન ગોખે જઇ લાગ્યું, સેવોને સનખલપુર રાણી. ૧
વૈશાખે વાવલિયા વાયા, માજીના ગઢ નીચે આવ્યા;
અંબાજીની મોટી છે માયા, સેવોને. ૨
જેઠે તો જુગતી છે સારી, હરિહર બ્રહ્મા થકી વારી;
જાઉં ગોખ ઉપર બલિહારી, સેવોને. ૩
અસાડે મેઘ ઘણો ગાજે, છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડિયાં તો અદ્દભુત ત્યાં વાજે, સેવોને. ૪
શ્રાવણ માસ સરવડીએ વરસ્યો, માજીને ભજશો તો તરશો;
નીકર તમે અથડાતા મરશો, સેવોને. ૫
ભાદરવો ભલીપેરે ગાજ્યો, સેવકને સનમુખે થાજો;
બુડતાં બાવલડી સફાજો. સેવોને. ૬

આસો માસે આવી દિવાળી, આવ્યાં છે અંબા ને કાળી;
ગરબે રમે મોટાં મહાકાળી, સેવોને. ૭
કારતકે સેવક ગુણ બોલે, નાવે મારાં માજીને તોલે;
તે જોતાં ત્રિભોવન ડોલે, સેવોને. ૮
માગશરે માનસસર નાહે, ચાચર આવી ગરબા તો ગાયે;
સેવકની મા ન્હડજો તમે વારે, સેવોને. ૯
પોષે પ્રીત ઘણી સારી, પાંડવ પાંચે લીધા ઉગારી;
કૌરવ કૂડા સરવે ગયા હારી, સેવોને. ૧૦
માહે તો મુજને નથી ગમતું, સદાયે દિલડું રહે ભમતું;
મારું મન માજીમાં રમતું, સેવોને. ૧૧
ફાગણ ફરફરતી હોળી, પહેર્યાં માએ ચરણાં ને ચોળી;
કેસર બહુ છાંટયાં છે ઘોળી, સેવોને. ૧૨
બારે માસ પૂરણ તો કીધા, દૈત્યોને દંડ ભલા દીધા;
દેવો સહુ ઉગારી લીધા, સેવોને. ૧૩
આસો સુદ બીજને બુધવારે, બારે માસ થયા નિરધારે;
વલ્લભની ન્હડજો મા વ્હારે, સેવોને. ૧૪

---

## રાધિકાના મહિના

### ૨૨

કહોને સખી કારતક કયમ જાશે, કે વનમાં મોરલી કોણ વાશે;
કે મહીનો દાણી કોણ થાશે, કે જમુનાં જાવા દો પાણી. ૧
કે માગશરે મન મારું મળિયું, કે વિષયના ભાવ થકી ટળિયું;
કે જેમ લુણ પાણીમાં ભળિયું, કે જમુનાં. ૨
કે પોષે શોષ પડયા અમને, વહાલા મારા શું કહીએ તમને;
કે દિલાસા દીધા છે અમને, કે જમુનાં. ૩

કે માહે મકર તણે માસ, કે ફુલડીયાં વેરંતી ખાંતે;  
કે વાલા મારા મથુરાંની વાટે, કે જુમનાં. ૪

કે ફાગણે ફરફરતી હોળી, કે આછાં ચરણાં ને ચોળી;  
કે ચુંદડી કેસરમાં રોળી, કે જુમનાં. ૫

કે ચૈતરે ચતુરા ચિત્ત ધરતી, વહાલાજીના ગુણ ગાતી ફરતી;  
તોયે મારે વહાલે કીધી નરતી, કે જુમનાં. ૬

કે વૈશાખે વાયા વાવલિયા, કે ઘેર પધારો નાવલિયા;  
કે દુધડે ધોઉં તમ પાવલિયા, કે જુમનાં. ૭

જેઠે જગજીવન આવ્યા, કે સહુ લોક વધામણી લાવ્યા;  
સંદેશા વ્હાલા ન કહાવ્યાં, કે જુમનાં. ૮

અસાડે અબળા થઇ ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;  
વિચારો હવે વાત થશે વાંકી, કે જુમનાં. ૯

શ્રાવણ સરવડીએ વરસે, કે નદીએ નીર ઘણું ન્હડશે;  
કે કોયલડી ટહુકલીઆ કરશે, કે જુમનાં. ૧૦

ભાદરવો ભલીપેરે ગાજે, મારે ઘેર વલોણું વાજે;  
તેતો મારા હૃદયામાં દાઝે, કે જુમનાં. ૧૧

આસોની રજની અજવાળી, કે સેવ વણું હું સુંવાળી:  
કે વહાલા વિના આ શી દિવાળી, કે જુમનાં. ૧૨

કે રાધા હાથે સોનાની ચુડી, કે રમતાં દીસે છે રુડી;  
દુઃખો મારાં સરવે ગયાં બુડી, કે જુમનાં. ૧૩

---

## કૃષ્ણના મહિના

૨૩

કારતકે કૃષ્ણ ગયા મેલી, મારે ઘેર આવો વનમાળી;  
કુબજા કેમ ગમે કાળી? આવો હરિ રાસ રમો વહાલા. ૧

માગશરે મારગડે રમતાં, ભેગાં બેસી ભોજનિયાં જમતાં;
હવે હાર કેમ નથી ગમતાં ? આવો હરિ. ૨
પોષે તો શોષ પડ્યા અમને, ત્રિકમજી શું કહીએ તમને;
દિલાસા ખોટા દીધા અમને, આવો હરિ. ૩
માઘે લાંબી વેરણુ રાતલડી, ફુલડાંએ બિછાવી સેજલડી;
અધીરી જોઉં છું વાટલડી, આવો હરિ. ૪
ફાગણે ફરફરતી હોળી, પેરણુ ચીર ચરણાં ને ચોળી:
ચુંદડી મારી કેસરમાં રોળી, આવો હરિ. ૫
ચૈતરે ચિત્ત કરે ચાળા, મધુવન મોરલીઓવાળા;
દરશન દ્યો ડાકોરજીવાળા, આવો હરિ. ૬
વૈશાખે વાટલડી જોતી, અગાસી ઉભી રહી રોતી;
પાલવડે આંસુડાં લ્હોતી, આવો હરિ. ૭
જેઠે જગજીવનજી આવે, વધામણી સહુ લોકો લાવે:
વહાલો મારો કશુંએ નવ કાહાવે, આવો હરિ. ૮
અસાડે અબળા થઇ ઝાંખી, વહાલે મારે ભરજોબન રાખી;
વિચારો વાત થશે વાંકી. આવો હરિ. ૯
શ્રાવણુ તો સરવડીએ વરસે, નદીએ નીર અઢળક તો સ્હડશે:
વહાલો મારો શી રીતે ઉતરશે ? આવો હરિ. ૧૦
ભાદરવો ભલીપેરે ગાજે, વાહાલા થઇ વિહવળ તમ કાજે:
વહાલો મારો જરીએ ના લાજે, આવો હરિ. ૧૧
આસો માસે આવી દિવાળી, સેવો વણું છું તો સુંવાળી:
વહાલા વિના આ શી દિવાળી, આવો હરિ. ૧૨

# નંદલાલના મહિના

૨૪

આવોને નંદલાલ, રમવા આવોનેરે;
નિરભે થયા છો નાથ, રમવા આવોનેરે.
કારતક તો કષ્ટેરે કહાડયો, ભરદરીએ જેમ જહાજ;
ડોલે દિલડું માહરું, રમવા આવોનેરે. ૧
માગશર મહિને મારગડે મેલી, હવે અમારું કોણ છે બેલી:
ગીરધર વિના થઇ ઘેલી, રમવા આવોનેરે. ૨
પોષ માસે જીવન પ્રાણ તજું છું, લોકડીઆંની લાજ લોપું છું:
સંસાર ત્યાગ કરું છું, રમવા આવોનેરે. ૩
માઘ મહિને મંદિરિયાંરે સૂનાં, હરિ વિના આસનિયાં સૂનાં:
વાહાલા વિના જાય છે જોબનિયાં, રમવા આવોનેરે. ૪
ફાગણે ફગફગતીરે હોળી, અબીલ ગુલાલે ભરાવુંરે ઝોળી:
વ્હાલા વિના ખેલે કોણુ હોળી, રમવા આવોનેરે. ૫
ચૈતરે મને ચિંતારે લાગી, સૂતી સેજલડીમાં ઝબકીને જાગી;
વાહાલાની લેહે મને લાગી, રમવા આવોનેરે. ૬
વૈશાખે વાવલિયારે વાયા, આંખ ઉઘાડી તો જાદવ જોયા;
આંસુડાં પાલવડે લોહ્યાં, રમવા આવોનેરે. ૭
જેઠ માસે જગજીવન આવે, વૈષ્ણવ સરવે વધામણી લાવે;
વહાલો મારો કાંઇ ન કહાવે, રમવા આવોનેરે. ૮
અસાડે હું અબળારે નારી, જોબનદરીઓ ધ્રુધવે છે ભારી;
દીધાં વચનને વિચારી, રમવા આવોનેરે. ૯
શ્રાવણુ તો સરવડીએ વરસે, નદીએ નીર ઘણેરાંરે ચ્હડશે;
વહાલો મારો શી રીતે ઉતરશે, રમવા આવોનેરે. ૧૦

ભાદરવો ભલીપેરે ગાજે, નીલાં વન નવપલ્લવ છાજે;
વહાલો મારો કાંઇ નવ લાજે, રમવા આવોનેરે. ૧૧
આસો માસે આવી દિવાળી, લોક વણે સહુ સેવ સુંવાળી;
વહાલા વિના તે જમે કોણ વાની, રમવા આવોનેરે. ૧૨

## પતિને પરદેશ ન જવા દેવા વિષેના મહિના

૨૫

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ )

કારતક મહિને અબળા કહે છે કંથને,
હવે શિયાળો આવ્યો સ્વામીનાથ જો;
હિમાળુ વા વાયારે હલકી ટાઢડી,
શીદ શોધો પરદેશ જવાનો સાથ જો.
એ મહિને નવ જઇયે પિઉ પરદેશમાં. ટેક. ૧
માગશર મહિને હોંશ ઘણી મન માહરે,
રસિયા સંગ રમ્યાની મહાજમ રાતજો;
હસીએ ને વસીએ રે હૈડે હેતથી,
પિઉ મેલો પરદેશ જવાની વાતજો. એ મહિને. ૨
પોષે જે પરણીને પિઉડે પરહરી,
તે પ્રેમદાનાં પૂરણ મળિયાં પાપ જો;
સાસરીએ રહીને તે શું સુખ ભોગવે,
મૈયરમાં નવ ગોઠે મા ને બાપ જો. એ મહિને. ૩
મહા મહિને નવ કરીએ નાથ મુસાફરી,
ઘઉં સાટે જઇ લાવો જોરી જારજો;
જે મળશે તે જમશું મારા વાલમા,
જરૂર નહીં જાવા દઉં ઘરની બહારજો. એ મહિને. ૪

ફાગણ તો ફૂલ્યો રે ફાલ્યાં ફૂલડાં,
હસે રમે ને ગોરી હોરી ગાય જો;
જે નારીનો નાવલિયો નાસી ગયો,
કહો તેણે કેમ નજરે જોયું જાય જો. એ મહિને. ૫

ચૈતરમાસે ચતુરે પંથ નવ ચાલવું,
જો ઘેર નારી સારી ચતુરસુજાણ જો;
વ્હાલપને વચનેરે પિઉને વશ કરે,
નિરધાર્યું તે પડયું રહે પરિયાણ જો. એ મહિને. ૬

વાવલિયા વાયા રે પિયુ વૈશાખના,
રજ ઉડે ને માણેક મેલું થાય જો;
નથડીનું મોતીરે હીરો હારનો,
કહો પર હાથે કેમ ધીર્યો તે જાય જો. એ મહિને. ૭

જેઠે તો પરદેશે જાવું દોહ્યલું,
તાપ તપે ને લ્હાય જેવી લૂ વાયજો;
કોમળ છે કાયા રે મારા કંથની,
વણસીંચ્યાં જેમ ફૂલડીઆં કરમાય જો. એ મહિને. ૮

અંબર ઘન છાયોરે માસ અસાડમાં,
મોર બોલે, મેહ વરસે મુસળધાર જો;
કચરો ને કાદવ રે મચી આ મેદની,
પંખી માળા ઘાલે ડાળેડાર જો. એ મહિને. ૯

શ્રાવણનાં વરસેરે સારાં સરવડાં,
ભર્યાં સરોવર નદીએ નીર ન માય જો;
ચકવા ને ચકવી પણ જોયાં જોડલે;
સારસ પણ નિજ જોડ તજી નવ જાયજો. એ મહિને. ૧૦



ભાદરવો ભરજોબનનો ફરી નહી મળે,
વહી જાશે જેમ નદીઓ કેરાં નીર જો;
એવારે દિવસ એળે નવ કાઢીએ.
સત વિચારી જુઓ નણંદના વીરજો. એ મહિને. ૧૧

આસોના દિવસ તો અતિ રળિઆમણા,
ખાવું પીવું કરવા નવલા ખેલ જો;
ભેગાં બેસી જમીએ રમીએ સોગઠે,
રંગે રમતાં ઉપજે રસની રેલ જો. એ મહિને. ૧૨

માસ અધિકમાં અધિક બીજું શું કીજીએ,
રહો જોડીને નેણુ સંગાથે નેણુ જો;
જેમ ન છૂટે ફૂટયો કાચ બિલોરનો,
દલપતના સ્વામી છો જાણપ્રવીણ જો. એ મહિને. ૧૩

---

## બાર મહિનાની ગરબી

### ૨૬

(તજો તમે કેક કરમ કરવું—એ રાગ)

બોલો બાર માસ હવે બાઇ, ગણો ગુણ ઇશ્વરના ગાઇ. ટેક.

કારતકે વરસ નવું કહીએ, રાજી રાજી અંતરમાં રહીએ;
ચિત્તે સારું સર્વ તણું ચહીએ, બોલો૦ ૧

માગશરે મનમાં તમે રાચો, શિયાળાનો માસ બીજો સાચો;
કાયા ધ્રુજાવામાં નથી કાચે., બોલો૦ ૨

પોષે પ્રભુને ભજો પ્રીતે, વળી અનુરાઇ ધરો ચિત્તે;
રહો સુખી સર્વે રુડી રીતે, બોલો૦ ૩

માઘે શીખ માની લેજો મનમાં, જરૂર તમે જશ પામશો જનમાં;
તથા સુખ ઉપજશે તનમાં, બોલો૦ ૪

ફાગણમાં ફુલ ફુલ્યાં ભાળો, આવ્યો હવે આજથી ઉનાળો;
તપે તાપ છત્રી વડે ટાળો, બોલો૦ ૫
ચૈતરે ચેતો તમે ચિત્તે, નમો પરમેશ્વરને નિત્યે;
કરો પરમારથ પણ પ્રીતે, બોલો૦ ૬
વૈશાખે વાવલિયા વાશે, વળી ઝાઝી કેરીઓ વેડાશે;
વંટોળિયા વનમાં દેખાશે, બોલો૦ ૭
જેઠે તો જાંબુડીઓ પાકી, દાડમ ને દ્રાખમાં શી બાકી;
તેને લોકો લે છે તાકી તાકી, બોલો૦ ૮
અસાડે તો ચોમાસું આવ્યું, ગડુડાટે બ્રહ્માંડ ગજાવ્યું;
બીજાનું લીલું ભોંય બીછાવ્યું, બોલો૦ ૯
શ્રાવણ તો સૃષ્ટિ શોભાવે, મળામાં મન જવા લલચાવે;
ઘણા લોકો ગડીઓ દોડાવે, બોલો૦ ૧૦
ભાદરવો ભલીપેરે ગાજે, છતે નવા છોડ ઘણા છાજે;
કર્યાં પ્રભુએ આપણે કાજે, બોલો૦ ૧૧
આસોમાં દશરા દિવાળી, ભલી ભલી સૌ કહે ભાળી;
ગાઓ રુડાં ગીત પાડો તાળી, બોલો૦ ૧૨
બાર માસે વર્ષ થયું પૂરું, એમાં નથી કાંઇએ અધુરું;
ભાસે સુખ દુ:ખથી ભલું બૂરું, બોલો૦ ૧૩
ત્રીજે વર્ષે માસ અધિક આવે, શાણા તેનું કારણ સમજાવે;
ભક્તિ ભલી દલપતને ભાવે, બોલો૦ ૧૪

---

## વાલાજીના મહિના

૨૭

કારતક મહીને મેલી ચાલ્યા કંથરે, વાલાજી૦
પ્રીતલડી તોડીને આણ્યો અંત, મારા વા૦

પિયુજી મારા શું ચાલ્યા પરદેશરે, વા૦
મંદિરીયામાં મેલ્યાં બાળેવેશ, મારા વા૦
ભરદરીયામાં મુજને મેહેલી વેહેતીરે, વા૦
આવતડી ઘાતો તે હું નવ લેતી, મારા વા૦
મેં જાણ્યું જે ઉજળું એટલું દૂધરે, વા૦
જાતે ને દિવસડે માંડયાં જુદ્ધ, મારા વા૦
સાગરીઆ તમે શીદ થયા છો ખારારે, વા૦
કો આગળ જઇ કરીએ કષ્ટ વિસારા, મારા વા૦
તમે અમારાં દુખડાંના છો જાણુરે, વા૦
પ્રીતલડી ઉપર બંધાણા પ્રાણ, મારા વા૦
થોડે ને દિવસડે અમને મળજોરે, વા૦
થે.ભણુના સ્વામીજી વહેલા વળજો, મારા વા૦

માગશર મહીને મંદિર ખાવા ધાયરે, વા૦
એકલડી દાસીના દિન કેમ જાય, મારા વા૦
શરીર અમારું સરપ તણો છે ભારોરે, વા૦
ઉગરવાનો એક નથી આરો, મારા વા૦
જાય આ મારું જોબનીયું ભરપુરરે, વા૦
આવે દિવસે કંથ ગયા કેમ દૂર, મારા વા૦
નાગરવેલ તો નીર વિના સુકાયરે, વા૦
મૂળમાંથી લાગી વહેતી લ્હાય, મારા વા૦
વાલા તમારી વાડીઓ વણસી જાયરે, વા૦
ટોયા વિના તો પોપટ પંખી ખાય, મારા વા૦
ધણી વિના તો નિરધનિયાં લુંટાયરે, વા૦
ગોકુળીયામાં કેની ઓથે રહેવાય, મારા વા૦
પિઉજી મારા પુરણ કીરપા કરજોરે, વા૦

થોભણુના સ્વામીજી વહેલા વળજો, મારા વા૦

પોષ મહિને પડીયા અમને શોષરે, વા૦
જોષીડા તેડાવો જુવે જોષ, મારા વા૦
શા કારણુથી ના આવ્યા સુંદરસ્વામરે, વા૦
તરછોડી ચાલ્યા ગોકુળ ગામ, મારા વા૦
આ એઉ બાંધવને લખજો કશળ ક્ષેમરે, વા૦
વધામણી વાંચીને વાધે પ્રેમ, મારા વા૦
હૈયામાંથી નથી હોલાતો ખટકારે, વા૦
કાગળનો તમે લખી મોકલજો કટકો, મારા વા૦
શાહી વિના તો હળતાલો દેવાયરે, વા૦
ભૂધરજી તમે કેમ ભુલ્યા ચતુરાઇ, મારા વા૦
ચતુર નરને ચાર દિશાએ કુમરે, વા૦
શામળીયા સંભળજો મારી ધુમ, મારા વા૦
ઘડી ગણુતામાં માસ ગયા છે ત્રણુરે, વા૦
થોભણુના સ્વામીજી રાખો શરણુ, મારા વા૦

મહા મહિનાની સેજલડી છે સુનીરે, વા૦
ગાતરની ધાકડીઓ જોડું કેની, મારા વા૦
બાંવલડી તો કેની કંઠે નાંખુરે, વા૦
હૈયાના હિંદોળા મનમાં રાખું, મારા વા૦
વાવલિયા તું વાયો એકજ વારરે, વા૦
હિમાળો ચાલ્યો ને કેમ રહેવાય, મારા વા૦
અમ ઉપર તો દુઃખનો ડુંગર વાળ્યોરે, વા૦
શા માટે શિયાળો ઘેર ના ગાળ્યો, મારા વા૦
દેહ તણું તો દુઃખડાં કોને કહીએરે, વા૦
આંસુડાં ગાળીને બાકી રહીએ, મારા વા૦

તેજ અમારી આંખ તણાં તો હુલ્યારે, વા૦
શોભણુના સ્વામિજી આપો સુખડાં, મારા વા૦

વસંત રતની વરણાગી હું વારીરે, વા૦
જવું હતું ત્યારે ઝેર દઇ કાં નવ મારી, મારા વા૦
કાણુ અમારું કોની ઓથે રહીએરે, વા૦
જીવણુજી અમો જીવ વિના થઇ ફરીએ, મારા વા૦
ઓ પેલા આહીરડાં ખેલે હોળીરે, વા૦
સરખી સૈયરની જુઓ મળી છે ટોળી મારા વા૦
ચુવા ચંદન ઉડે અબીલ ગુલાલરે, વા૦
ભેર ભુગળ ને વાગે મરદંગ તાલ, મારા વા૦
જોડે મળી છે ઘેરૈઆની ટોળીરે, વા૦
ઓ પેલી પાડોશણુ રંગમાં રોળી, મારા વા૦
હરિ અમારે હઇડે હરખ ન માયરે, વા૦
ગોકુળના ગોપીઓ તમને ગાય, મારા વા૦
આ વેળા તમે અંબરથી ઉતરજોરે, વા૦
શોભણુના સ્વામિજી વહારે ચડજો, મારા વા૦

ચઇતર માસે મોહોરી તમારી વાડીરે, વા૦
કરમાણાંતાં તેણે કુંપળ કાઢી, મારા વા૦
વૃંદાવનમાં ભારે દાડમ ફલ્યાંરે, વા૦
ભીતરીઆમાં ભારે દુઃખડાં માર્યાં, મારા વા૦
ભાત ભાતનાં ફુલડાં ફુલ્યાં મહોળાંરે, વા૦
લીલાં ને પીળાં રાતાં ધોળાં, મારા વા૦
કાળી કોયલ, બોલે મધુરા મોરરે, વા૦
ભમરા ગુંજારવ કરતા સુંદર શોર, મારા વા૦
ડમરો મરવો ગુલાબ ને ગુલતોરારે, વા૦

છોગલડાં મુકવાને આછા ફેરા, મારા વા૦
અગર ચંદનની શોભા નથી અધુરીરે, વા૦
તેને છાંયે બેસો સભા તમે પુરી, મારા વા૦
જળ જમુનાનાં છાંટણીઆં છંટાવુંરે, વા૦
શ્રીભણુના સ્વામીજી તમને ભાવું, મારા વા૦

વૈશાખ માસે વાટ તમારી ન્યાળુંરે, વા૦
આંખલડી ઉઘાડી ચોદેશ ભાળું, મારા વા૦
ઝંખનામાં તો જાય છે આઠે પહોરરે, વા૦
મંદિરઆમાં નથી સુણાતો શોર, મારા વા૦
જીવ અમારો અંકુળ વ્યાકુળ થાયરે, વા૦
ઘડી એકમાં જન્મારો વહી જાય, મારા વા૦
દુખડામાંથી સુખનો લેતાં લાભરે, વા૦
ઓચિંતું અમ ઉપર પાડયું આભ, મારા વા૦
જળના જીવડા દળ વાદળ કેમ સહેશેરે, વા૦
તરણા ઉપર કેમ કરી મેરુ રહેશે, મારા વા૦
કીડી ઉપર કટક ચઢવા લાગ્યાંરે, વા૦
વાલપણામાં વિખના છોડ વાવ્યા, મારા વા૦
શું નાખો છો તરુણીને તરછોડીરે, વા૦
શ્રીભણુના સ્વામીજી કહું કરજોડી, મારા વા૦

જોઇ વાટડી જોઇ રહીશું નેટરે, વા૦
ઉનાળો ઉલ્યો પણ નવ થઇ ભેટ, મારા વા૦
ત્રડી ગણતામાં માસ ગયા છે આઠરે, વા૦
સુકાયાં સરવર સા પાણી ઘાટ, મારા વા૦
જીવણજી તમને ઘણી ઘણી શું વારીરે, વા૦
ઉનાળાની આંચે દેહ કરમાશે, મારા વા૦

પિઉડા તમારી કુમકુમ વરણી મોળરે, વા૦
મંદિરીએ આવીને ચંદન ચોળ, મારા વા૦
વીંઝણીએ હું વાવલીઆ ઢોળાવું રે, વા૦
શીતળ જળ હું તમ આગળ તો લાવુ, મારા વા૦
તમ અરથે મુજ આંગણું સ્વચ્છ કરાવું રે, વા૦
શીતળ વા ઢાળીને રાસ રમાડું, મારા વા૦
જાદવ તમને ઝીણાં વસ્ત્ર પહેરાવું રે, વા૦
શોભણના સ્વામીજી લાડ લડાવું, મારા વા૦

અસાડ માસે આવી મેઘ ધડુકેરે, વા૦
વીજળીઓ ચમકે ને જોરે ઝબુકે, મારા વા૦
અવધ ઉપર સર્વે આવી ઉગુ રે, વા૦
શામળીઆજી કોની જોડે શોભું, મારા વા૦
ઘેર વળ્યા છે ગયા હતા પરદેશરે, વા૦
પિઉજી હું તો કોનાં ઓઢાં લેઇશ મારા વા૦
આ ચોમાસીએ એવો ઉપજ્યો નેહરે, વા૦
પ્રાણ તજું કે પાડું મારી દેહ મારા વા૦
કાં જાણું જે ભેરવ જળ ઝંપલાવુંરે, વા૦
કાશીએ જઇને કરવત હું મુકાવું, મારા વા૦
કાં જાણું જે જોગ ધરીને જાવુંરે, વા૦
તમારા વિજોગ હું ચોદેશ લાવું, મારા વા૦
જોડા વિના તો જંપજ નથી વળતોરે, વા૦
શોભણના સ્વામીજી શે નથી મળતો, મારા વા૦

શ્રાવણ માસે સરવડીઆંની ઝડીઓરે, વા૦
હેલીની તો ઉઘડી નથી ઘડીઓ, મારા વા૦
વા વાદળ ને ઉડે છે બહુ ધૂળરે, વા૦

નાની મોટી નદીએ આવ્યાં પૂર, મારા વા૦
કંથ વિના કામનીએ કેમ ખમાશેરે, વા૦
પરદેશી પિઉડાની પ્રીત જણાશે, મારા વા૦
જે કાનુડે કર્યું કંસ નિકંદનરે, વા૦
તે કાનુડો કોનું કરે જતન, મારા વા૦
આ વાલાનો અધુરો ઘરવાસરે, વા૦
મામી મારી તેનો શો વિશ્વાસ, મારા વા૦
ઢોરાં ચાર્યાં તેનો તે શો તોલરે. વા૦
વાટે ને ઘાટે દે જુઠા બોલ, મારા વા૦
ભુધરજી તમે ભરવાડા વાટ રાખીરે, વા૦
શોભણ ।। સ્વામીજી જુઓ ઝાંખી, મારા વા૦

ભાદરવે ભર નિંદ્રા લાગી માહીરે, વા૦
સ્વપનાંતર તારી મુરતી દીઠી, મારા વા૦
માથે મુગટ ને પીતાંબર છે પેર્યાંરે, વા૦
તિલક છાપ ને ટપકાં કેસર કેરાં, મારા વા૦
પાતળીઓ પટકો જોઇને તો અટકીરે વા૦
તે વેળાએ દુઃખડાં ચાલ્યાં છટકી, મારા વા૦
કાને કુંડળ કોટે મોતી હરરે, વા૦
જરકસીને જામે ઝળકે તાર, મારા વા૦
વાંસલડીની વગણાગી શી કહીએરે, વા૦
સુંદરીઓ દેખીને ઘેલાં થઇએ, મારા વા૦
વધામણી તો આવે વારંવારરે, વા૦
શોભણના સ્વામીજી મળીઆ મોરાર, મારા વા૦

આસો માસે આવી વાયક બોલેરે, વા૦
ચોકમાં આવીને ચાસ ડોલે, મારા વા૦

વધામણી કોઈ લાવે આણી વારરે, વા૦
કંઠેથી આપું એકાવળ હાર, મારા વા૦
તરીઆ તોરણ બંધવું મારે દ્વારરે, વા૦
ઘરમાં ઘાલું કુમકુમ વરણી ગાર, મારા વા૦
સોનાને શ્રીફળે પુરું થાળરે, વા૦
ભેર ભુંગળ વજડાવું મરદંગ તાલ, મારા વા૦
ચાલો સજની વૈકુંઠનાથ વધાવારે, વા૦
શોભણુના સ્વામી મંદિર આવ્યા, મારા વા૦
બારે માસે આવી ઝાલ્યો હાથરે, વા૦
મોતીડે વધાવ્યા મારા વૈકુંઠનાથ, મારા વા૦
પુરુષોત્તમ પુરુષોત્તમ મસવાડોરે, વા૦
દયા કરે તો દિવાળીનો દહાડો, મારા વા૦
હરિ અમારે આનંદ ઓચ્છવ થાયરે, વા૦
માનનીઓ મળીને મંગળ ગાય, મારા વા૦
સેવક સર્વે આરતીઓ ઉતારેરે, વા૦
અલબેલા ઉપર તનમન વારે, મારા વા૦
ખાનપાન ને પકવાન મીઠા મેવારે, વા૦
જમુનાં જળ ઝારીએ આચમન લેવા, મારા વા૦
લવીંગ સોપારી એલચી આદરમાનરે, વા૦
વળી આપું બીડલે ખાસડ પાન, મારા વા૦
ચતુરા ઉભી રહી ચમ્મર ઢોળેરે, વા૦
સુખ સજ્યામાં પોઢાડું નંદલાલ, મારા વા૦
વીઠ્ઠલવરજી હસી લડાવું લાડરે, વા૦
હું માનું તમારો ઘણો ઘણો મન પાડ, મારા વા૦
જનમો જનમ આપો અમને શરણે વાસરે, વા૦
શોભણુના સ્વામીજી પુરજો આશ, મારા વા૦

# રસિયાજીના મહિના

## ૨૮

શ્રી ગુરૂદેવ વલ્લભને ચરણે લાગુંરે, રસિયાજી,
તેર માસ હરિગુણ ગાવા મતિ માગું, હો રંગરસિયાજી. ૧
કારતક માસે કેમ ગયા છો મુકીરે, રસિયાજી,
પ્રાણજીવન પ્રભુ શી વાતે હું ચુકી, હો રંગરસિયાજી. ૨
ચુકી તો પણ દાસી દોષ શમાવોરે, રસિયાજી,
મારા સમ જો મનમાં કાંઇએ લાવો, હો રંગરસિયાજી. ૩
અબળા જન અમો અવગુણ કેરી ખાણુરે, રસિયાજી,
તો પણ નાથ નિભાવો ઝાલો પાણુ, હો રંગરસિયાજી. ૪
જેવી તેવી કિંકરી કહાવું તમારીરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ લ્યો શુધ મારી, હો રંગરસિયાજી. ૫
માગશર માસે મળવા મન અકળાયરે, રસિયાજી,
પ્રીત તણી પીડા કહિએ ન કહેવાય, હો રંગરસિયાજી. ૬
બીડયુંસીડયું પણ અંતર ભડકે લાગેરે, રસિયાજી,
કાળજડું છેદી કંદ્રપનાં શર વાગે, હો રંગરસિયાજી. ૭
વિરહ વિકળ થઇ કળ ન પડે નિશદિનરે, રસિયાજી,
તાલાવેલી લાગી મ્હારે તન, હો રંગરસિયાજી. ૮
દુઃખદાવાનળ પ્રગટયો કેમ સહેવાયરે, રસિયાજી,
ધીરજ રાખું પણ કયાં લગી રહેવાય, હો રંગરસિયાજી. ૯
નિશ્ચય પ્રાણ જશે તલપી હવે માગેરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ બચાવો, હો રંગરસિયાજી. ૧૦
પોષ માસે રોષ રૂદેથી મૂક્યારે, રસિયાજી,
અબળાના આધાર અવસર ચૂકયા, હો રંગરસિયાજી. ૧૧

ઘણું પ્રગટ શું કહીએ સમજી લેજોરે, રસિયાજી,
વિજોગ પાખે અવર દંડ કાંઇ દેજો, હો રંગરસિયાજી. ૧૨
સ્ત્રીને દુઃખ નહિ પતિ જો શસ્ત્રે મારેરે, રસિયાજી,
તેથી કષ્ટ ઘણું તે મન ઉતારે, હો રંગરસિયાજી. ૧૩
એથી અદકું હવે તે શું કહીયેરે, રસિયાજી,
ચતુર શિરોમણી ચતુરાનું દુઃખ લહીએ હો રંગરસિયાજી. ૧૪
આ જોબનમાં આવી સુખને માણોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી તક જાણો, હો રંગ રસિયાજી. ૧૫
મહા માસે તો મારા સમ ઘેર આવેરે, રસિયાજી,
આ ઋતુમાં દંપની લે સુખલ્હાવો, હો રંગ રસિયાજી. ૧૬
પ્રથમ અમો એમાં કાંઇએ નવ લ્હેતારે, રસિયાજી,
શીખવી સમજાવી શું મેલ્યાં વ્હેતા, હો રંગરસિયાજી. ૧૭
વ્હાલા થઇને વેર શું વાળ્યું આવુંરે, રસિયાજી,
આવડું શીદ કર્યું જ્યારે હતું જાવું, હો રંગરસિયાજી. ૧૮
પ્રેમપંથમાં કાંટો કપટી ન સારોરે, રસિયાજી,
પ્રથમ થકી પોષી હવે શું મારો, હો રંગરસિયાજી. ૧૯
વિરહવન્હિમાં ધીખું છું નિશ દહાડોરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમજી મુને કહાડો, હો રંગરસિયાજી. ૨૦
ફાગણ કેસૂ ફૂલ્યાં હું કરમાણીરે, રસિયાજી,
આ વનમાળી પિયુ સિંચ્યું ન પૂરૂં પાણી હો રંગરસિયાજી. ૨૧
વસંતઋતુ તો સહુને વ્હાલી લાગેરે, રસિયાજી,
તમ પાખે મને બાણુ રુદેમાં વાગે, હો રંગરસિયાજી. ૨૨
અબીલ ગુલાલ ને કેસરના રંગ ધોળીરે, રસિયાજી,
વિલાસ સુખ નવ લીધું મુજ ઉર હોળી, હો રંગરસિયાજી. ૨૩
સુખની ઋતુ શોકયની સંગે સોહીએરે, રસિયાજી,
ધ્રુસકધ્રુસકે રોવું તો અમારે જોઇએ, હો રંગરસિયાજી. ૨૪

પ્રથમ થકી પ્રભુ શી નવ નાંખ્યાં મારીરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ આ ગતિ ધારી, હો રંગરસિયાજી. ૨૫
ચૈત્ર ચંદ્રકીરણ સહુને સુખકારીરે, રસિયાજી,
એકલડીને લાગે તેહ કટારી, હો રંગરસિયાજી. ૨૬
સુખકારી હતા તે સહુ દુઃખ દેછે રે, રસિયાજી,
જોઇ જોઇ સભારી સુખ આંસુ વહે છે, હો રંગરસિયાજી. ૨૭
કરે કોય શું કરમ તણો એ દોષરે, રસિયાજી,
ચંદ્ર વદન નિજ ત્યાં શો દપણદોષ, હો રંગરસિયાજી. ૨૮
આ દહાડા કયાં મૂકયા હતા સંતાડીરે, રસિયાજી,
જોબનઅવસર આવો આપ્યો કહાડી, હો રંગરસિયાજી. ૨૯
તમો કહેતા તે અમો માનતાં સાચુંરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ કીધું કાચું, હો રંગરસિયાજી. ૩૦
વૈશાખે વ્રજ સૂનું સઘળુ દીસેરે રસિયાજી,
જન ઝાઝા પણ કોને મન જઈ હીસે, હો રંગરસિયાજી. ૩૧
સરવે સરોવર સૂકાં ચાતક લે મેરે, રસિયાજી,
ચંદ્ર વિના જેમ ચકાર ઉજ્જડ દેખે, હો રંગરસિયાજી. ૩૨
વીત્યું હોય તે એ સચું પરમાણેરે, રસિયાજી,
પીડ પ્રસુતાની શું વંઝા જાણે, હો રંગરસિયાજી. ૩૩
વિરહવેદના ધણી કઠણ બહુ દુઃખથીરે, રસિયાજી,
વેઠે તે જાણે ન કહેવાય અમુખથી, હો રંગરસિયાજી. ૩૪
સ્નેહ તણો ઘા મલમ થકી ન રૂઝાયરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમથી સુખ થાય હો રંગરસિયાજી. ૩૫
જેઠ માસે સહુ સરોવર સૂકાં રહે છેરે, રસિયાજી,
સુજ લેચનધારા નવ હજીયે સુકી વહે છે, હો રંગરસિયાજી. ૩૬
ગ્રીષ્મ ઋતુને તાપે તન અકળાયરે, રસિયાજી,
પવન ફુવારાથી તે સહુ શમાય, હો રંગરસિયાજી. ૩૭

ગ્રીષ્મતાપને દીપ વાયુથી વામેરે, રસિયાજી,
વિરહવન્હિ આ પવને વૃદ્ધિ પામે, હો રંગરસિયાજી. ૩૮
પય ઉભરાયું તે છાંટે નીર શમાયરે, રસિયાજી,
તાતુ તેલ મળે જળ ભડકો થાય, હો રંગરસિયાજી. ૩૯
પ્રેમપાવકની પીડ સહુ દુઃખથી અળગીરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ તમને વળગી, હો રંગરસિયાજી. ૪૦
અસાડ માસે અતિ ઉંડું દુઃખ સાલેરે, રસિયાજી,
પંખીડાં પણ મળીને માળા ઘાલે, હો રંગરસિયાજી. ૪૧
કોને કહીયે કહ્યે અદેખાં કરીએરે, રસિયાજી,
અંતર આગે ઢાંકયાં ધીખી મરીએ, હો રંગરસિયાજી. ૪૨
કીડો કાષ્ઠ જ્યમ ખોખું કરે ખાઇ ખાધું રે, રસિયાજી,
તેમ વિરહકીડે કાળજ કરડી ખાધું, હો રંગરસિયાજી. ૪૩
ઉપરથી તન સારૂં સહુ કોઇ દેખેરે, રસિયાજી,
ભીતર ભડકો પ્રાણ પોતાનો પેખે, હો રંગરસિયાજી. ૪૪
જે જાણે તે મૂરખ કહે એ વાતરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ દુઃખ બહુ ભાત, હો રંગરસિયાજી. ૪૫
શ્રાવણ માસ સરવડે વરસ્યો ઘન્યરે, રસિયાજી,
વર્ષાઋતુ શોભા થઇ વૃંદાવન, હો રંગરસિયાજી. ૪૬
વૃક્ષે વળગી વેલ છૂટે નવ છોડીરે, રસિયાજી,
હૈવે મારી બેલ તો નાંખી તોડી, હો રંગરસિયાજી. ૪૭
એક દિવસ આપણ ત્યાં વાતે વળગ્યાંરે, રસિયાજી,
ઘન વરસ્યો ભીંજ્યાં પણ ન થયાં અળગાં, હો રંગરસિયાજી. ૪૮
મેં પણ શીત સહેવાઇ નહી ઘણું કાંપીરે, રસિયાજી,
ત્યારે તમે મુજને લઇ હદયશું ચાંપી, હો રંગરસિયાજી. ૪૯
સંભારી તે સુખ કાળજડું ફાટેરે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ વિસારી શા માટે, હો રંગરસિયાજી. ૫૦

પુરુષોત્તમ માસે આશા તમારીરે, રસિયાજી,
પુરશે પુણ્ય થશે જુઓ મન વિચારી, હો રંગરસિયાજી. ૫૧
આતુર જન સંતોખો કરી મન માનરે, રસિયાજી,
અધરામૃત પાઇ આપો જીવતદાન, હો રંગરસિયાજી. ૫૨
આ એક માસ તો પુણ્યદાનનો દહાડોરે, રસિયાજી,
પ્રભુ પધરાવી સેવી કરું કર ટાઢો, હો રંગરસિયાજી. ૫૩
અવર દેવ સેવ્યાની શ્રદ્ધા છે નહીરે, રસિયાજી,
પુરૂષોત્તમ પરણીને અવર ઘટે નહિ, હો રંગરસિયાજી. ૫૪
પ્રાણ જશે તોયે તમ વિના નહી ભજીયેરે, રસિયાજી,
દાસ દયાના સ્વામી એમ સમજીએ, હો રંગરસિયાજી. ૫૫
ભાદરવો ભડ વરસે ચપળા ચમકેરે, રસિયાજી,
એક સમે હું આવી વિજલડી ચમકે, હો રંગરસિયાજી. ૫૬
હું ભીની સુણી ઘન વરસ્યો આકાશેરે, રસિયાજી,
પીતાંબર ઓઢાડી લીધી પાસે, હો રંગરસિયાજી. ૫૭
સઘળું સુખ કાંઇ પ્રગટ નથી કહેવાતુંરે, રસિયાજી,
વિકળ પણ કાંઇ કહું છું નથી રહેવાતું, હો રંગરસિયાજી. ૫૮
પાલવ પાથરી કાલાવાલા કરીનેરે, રસિયાજી,
પાયે લાગી કહું છું ફરી ફરીને, હો રંગરસિયાજી. ૫૯
વિરહદુઃખ નથી સહેવાતું હવે અત્યારે, રસિયાજી,
દાસ દયાના પ્રીતમ શું તલસાવો, હો રંગરસિયાજી. ૬૦
આશ્વિન આવ્યો સહુ માસ સુખકારીરે, રસિયાજી,
વામ આંખડલી ફરકે છે કાંઇ મ્હારી, હો રંગરસિયાજી. ૬૧
રાસરમણુની ઋતુ આવી તમો જાણોરે, રસિયાજી,
લાલબિહારી લીલાનાં સુખ માણો, હો રંગરસિયાજી. ૬૨
શરદ પુનમની નિશા પુરણ શશી પ્રગટયોરે, રસિયાજી,
તમથી રમતાં સુખદુઃખ મારાં મટશે, હો રંગરસિયાજી. ૬૩

કરુણાનિધિ છો માટે કરુણા કરશોરે, રસિયાજી,
વ્હાલાંની વિનતી હ્રદયમાં ધરશો, હો રંગરસિયાજી. ૬૪
આનંદ ઉપન્યો ઉરમાં વાલમ વસીયારે, રસિયાજી,
દયાના પ્રીતમજી મુજને મળીયા, હો રંગરસિયાજી. ૬૫

---

## જીવનપ્રાણના મહિના

૨૯

રથ આવ્યા અક્રૂરના, છુટયા નંદ દરબાર,
આંસુ ભરે છે સુંદરી, વળી જુએ છે વાટ.
રથ જોડીને જાદવ ચાલ્યા રે, મથુરાંના તે મારગ ઝાલ્યારે;
વ્હાલો ડોક વાળી વાળી જુએરે, નેણુ ભરીને રાધિકા રૂએરે.
મારા બાળા તે પણના બેલીરે, શું જાઓ છો માયા મેલીરે;
જીવનપ્રાણ છો, આતમરામ છો.
કારતક મહિને કંથ સિધાવ્યા, રહી ન શકે નારી;
અંતરજામી નથી અજાણ્યા, હરિ ઝાડયા રહી હારી;
મેં તો શામળજીની સેવા ન કીધીરે, મેલી થાપણ ઓળવી લીધીરે;
જીવનપ્રાણ છો, આતમરામ છો. ૧
માગશર મહિને મેલી ગયા, જઇ બેઠા જગદીશ;
કોઇ સંદેશો લાવે શ્યામનો, તેને ચરણ નમાવું શીશ;
તેને ચરણે નમાવું શીશરે કોઇ દેખાડો જગદીશરે;
હું બનાવું રસોઇ બત્રીસરે, જીવનપ્રાણ છો, આતમરામ છો. ૨
પોષ મહિનાની પ્રીતડી, જોબનની જંજાળ;
જમણ હતાં તે જમી ગયા, ઠાલા મેલ્યા થાળ;
હરિએ ઠાલા મેલ્યા થાળરે, એવી જોબન તણી જંજાળ રે;
બાઇઓ સુખે ભજો શ્રીગોપાળરે, જીવનપ્રાણ છો, આતમરામ છો. ૩

માહા મહિનાની ટાઢડી, અતિ રાતે અંધકાર;
આચનલોચન વહી ગયાં, હરિને ભજતાં આંસુની ધાર;
મહા વ્રેહની તે વેદના થાયરે, હુંથી એકલડી ન રહેવાયરે;
મારી થરથર કંપે કાયરે, જીવનપ્રાણ છો, આતમરામ છો. ૪
ફાગણ ફુલ્યો ફુલડે, રમતા જાદવરાય:
આશુ ફુલી સુંદરી, હરિ તજી ગયા જમણી બાંય;
વહાલે સોળસેં ગોપીઓ માંયરે. કાનુડાને કાંઇ ન કહેવાયરે;
વહાલો મુકી ગયા વનમાંયરે, જીવનપ્રાણ છો, આતમરામ છો. ૫
ચૈતર ચંપો મોરીયો, પીંપળ આવ્યાં પાન:
ના'વ્યો નાગર નાવલો, મને તેનું લાગ્યું છે તાન;
મને તેનું લાગ્યું છે તાનરે, મને હરિ ભજ્યાની હામરે;
કાંઇ દેખાડો પુરણકામરે, જીવનપ્રાણ છો, આતમરામ છો. ૬
વૈશાખે વાયા વાવલા, મુખનું ઉડયું નૂર:
તાપ તપે તનડું તપે, હાર મેલી ગયા છે દૂર;
એવો આવ્યો છે માથે ઉનાળોરે. એવો કપટી કાનુડો કાળોરે;
મને મૂકી ગયો મોરલીવાળોરે, જીવનપ્રાણ છો, આતમરામ છો. ૭
જેઠે જાણ્યું આવશે. વેગે વિઠ્ઠલરાય;
ચંદન ઘેળું વાડકે, વિંઝણે ઢોળું વાય:
હરિને વિંઝણે ઢોળું વાયરે, મારાં ઘડાંપલક જુગ જાયરે:
મારા કાળજામાં કંઇ કંઇ થાયરે, જીવનપ્રાણ છો, આતમારામ છો. ૮
અસાડ ચમકે વિજળી, ઘન ગરજે ઘનઘોર;
આંસુડે ભીંજાય મારી ચુંદડી, મીઠડા બોલે મોર;
એવા મીઠડા બોલે મોરરે. કરે બપૈયા કલ્લોલરે;
મારૂં જાએ જોબનનું જોરરે, જીવનપ્રાણ છો, આતમરામ છો. ૯
શ્રાવણ વરસે સરવડે ન્હાવું નિરમળ નીર;
પહેર્યા પીતાંબર પાતળાં ઓઢણ આછાં ચીર:

હરિ ઓઢણુ આછાં ચીરરે, આપણુ ન્હાતાં જમનાં નીરરે;
એવી રીતે ઢળ્યાં શરીરરે, જીવનપ્રાણુ છો, આતમરામ છો. ૧૦
ભાદરવો ભલો ગાજીઓ, પણુ ના'વ્યા બળવીર;
ચીર હતાં તે હરી ગયા, મારું શાને ઢાંકું શરીર;
મ્હારી પ્હોંચે નજર નહી નાંખીરે, વ્હાલે ભરવાડની ગત રાખીરે;
શ્યામજીએ ન જોયું ઝાંખીરે, જીવનપ્રાણુ છો, આતમરામ છો. ૧૧
આસો માસ ભલો આવિયો, સૌની પૂરી આશ;
તોરણુ બાંધ્યાં ટોડલે, એમ ગાય હરિજનદાસ;
ઘેર ઘેર મંગળ ગાયરે, ત્યાં તો થેઇ થેઇકાર થાયરે;
શ્રોતા વક્તાનાં સંકટ જાયરે, જીવનપ્રાણુ છો, આતમરામ છો. ૧૨

---

## શ્રીનાથજીના મહિના

### ૩૦

કારતક માસેરે કહાનજી, મુકી ગયા પરદેશ;
હું છું નારીરે નાનડી, જોબન બાળેરે વેશ,
ગોકુળ આવો શ્રીનાથજી. ગોકુળ. ૧
માગશર માસેરે માવજી, વસીયા સામીંર તેડ;
પિંજર લાગ્યાં ઝુરવા, આંખે આંસુંની રેલ. ગોકુળ. ૨
પોષે શોષેરે દેહડી, તોય સ્નેહ ન વિસરાય;
આડો હિમાળો ઉલટયો, તેથી કંપેરે કાય. ગોકુળ. ૩
મહા માસેરે સેજડી, બીજી વેરણુ રાત;
પિયુજી મારારે ઘેર નહિ, કેમ જાય દિવસ મહારાજ. ગોકુળ. ૪
ફાગણુ ફૂલ્યોરે ફૂલડે, ફૂલ્યાં કેસર કેરાં ઝાડ;
તેનાં છંટાવું છાંટણાં, ઉડે અબીલ ગુલાલ. ગોકુળ. ૫

ચૈતર ચંપોરે મોરીઓ, મોરી અઢારે ભાર;<br>
માલણ લાવેરે મોગરા, કાચી કળીઓનો હાર. ગોકુળ. ૬

વૈશાખેરે વન વેડીયાં, વેડી આંબલિયાની સાખ;<br>
રસરે ઘોળાવું વાટકી, જમીએ કોની સંગાથ. ગોકુળ. ૭

જેઠે જાણ્યુંરે આવશે, નાં'વ્યા શ્યામશરીર;<br>
બપૈયારે પિયુ પિયુ કરે, મારે હૈયે નવ રહે ધીર. ગોકુળ. ૮

અસાડેરે વન ઉલટયો, માથે ચડયો ઘનઘોર;<br>
વિજલડી ચમકારા કરે, બોલે મધુરા શા મોર. ગોકુળ. ૯

શ્રાવણ વરસ્યોરે સરવડે, નદીએ નીર અપાર;<br>
કોયલડી ટહુકા કરે, બેસી આંબલીયાની ડાળ. ગોકુળ. ૧૦

ભાદરવો ભલે ગાજીયો. વરસે મૂસળધાર;<br>
પિયુજી મારા મધુપુરમાં, સાલે સોકલડી અપાર. ગોકુળ. ૧૧

આસો માસે દિવાલડી, આવ્યા શ્યામશરીર;<br>
થાળ ભરુંરે મોતીડે, વધાવું સુભદ્રાના વીર. ગોકુળ. ૧૨

બારે માસ પૂરા થયા, કહે છે કવિરે કરજોડ;<br>
ગાય તેના પ્રભુ પૂરજો, કોડ શ્રી રણછોડ. ગોકુળ. ૧૩

---

# ગરબા

## દશ અવતાર

### ૩૧

મારા કૃષ્ણજીરે લોલ, કૃષ્ણજી તે કંઠ કેરું ઝુમણુંરે લોલ;
હરિ હૈયા કેરો હાર મારા વાલારે, કૃષ્ણજી વગાડે રુડી વાંસળીરે લોલ. ટેક.
મારા કૃષ્ણજીરે લોલ, પહેલે તે રૂપે કાનજીરે લોલ;
ધર્યો મચ્છ તણો અવતાર મારા વાલારે, મચ્છે સમુદર ખોળિયોરે લોલ;
માર્યો શંખાસુર દૈત્ય મારા વાલારે, કૃષ્ણજી. ૧
મારા કૃષ્ણજીરે લોલ, બીજે તે રૂપે કાનજીરે લોલ;
ધર્યો કચ્છ તણો અવતાર મારા વાલારે, કચ્છે સમુદર મથન કર્યોરે લોલ;
મેરુનો રવૈયોરે લોલ, સમુદરની ગોળી કરીરે લોલ;
તુમે ગોપીઓનો નાથ મારા વાલારે, શેષનાગનાં નેતરાં કર્યાંરે લોલ;
કહાડયાં ચૌદ રતન મારા વાલારે, કૃષ્ણજી. ૨
મારા કૃષ્ણજીરે લોલ, ત્રીજે તે રૂપે કાનજીરે લોલ;
ધર્યો વારાહ તણો અવતાર મારા વાલારે,
પૃથ્વી લઇ દાઢ ઉપર ધરીરે લોલ;
પેઠો તે પાંચ પાતાળ મારા વાલારે, કૃષ્ણજી. ૩
મારા કૃષ્ણજીરે લોલ, ચોથે તે રૂપે કાનજીરે લોલ;
ધર્યો નરસિંહ તણો અવતાર મારા વાલારે,
સ્થંભ ફોડીને પ્રગટ થયારે લોલ;
માર્યો હિરણ્યકશ્યપ દૈત્ય મારા વાલારે, ઉગાર્યો ભક્ત પ્રહ્લાદનેરે લોલ;
એવા ભક્તવત્સલ છો નાથ મારા વાલારે, કૃષ્ણજી. ૪
મારા કૃષ્ણજીરે લોલ, પાંચમે તે રૂપે કાનજીરે લોલ;
ધર્યો વામન તણો અવતાર મારા વાલારે,

ત્રણ ડગલાં પૃથ્વી ભરીરે લોલ;
બલિ ચાંપ્યો પાતાળ મારા વાલારે, કૃષ્ણજી. ૫
મારા કૃષ્ણજીરે લોલ, છઠ્ઠે તે રૂપે કાનજીરે લોલ:
ધર્યો પરશુરામનો અવતાર મારા વાલારે,
ફરસી તે લીધી હાથમાંરે લોલ;
છેદ્યાં ક્ષત્રીનાં શિષ મારા વાલારે, જનનીને હાથે હણીરે લોલ:
વાળ્યાં પિતાનાં વેર મારા વાલારે, કૃષ્ણજી. ૬
મારા કૃષ્ણજીરે લોલ, સાતમે તે રૂપે કાનજીરે લોલ;
ધર્યો રામચંદ્રનો અવતાર મારા વાલારે,
સીતા લઇ વન નીસર્યારે લોલ;
સેતુ બાંધ્યો છે પાષાણ મારા વાલારે,
રણમાં તે રાવણ રોળિયોરે લોલ;
આપ્યાં વિભીષણને રાજ મારા વાલારે, કૃષ્ણજી. ૭
મારા કૃષ્ણજીરે લોલ, આઠમે તે રૂપે કાનજીરે લોલ;
ધર્યો કૃષ્ણ તણો અવતાર મારા વાલારે,
મથુરામાં હરિ પ્રગટિયારે લોલ:
ગોકુળ કીધો છે વાસ મારા વાલારે, માર્યો તે મામા કંસનેરે લોલ;
ગોપી લડાવ્યાં લાડ મારા વાલારે, માતપિતા છોડાવિયારે લોલ;
આપ્યાં ઉગ્રસેનને રાજ મારા વાલારે, કૃષ્ણજી. ૮
મારા કૃષ્ણજીરે લોલ, નવમે તે રૂપે કાનજીરે લોલ:
ધર્યો બુદ્ધ તણો અવતાર મારા વાલારે, જપમાળા કરમાં ધરીરે લોલ;
લીધું છે મુનિવ્રત મારા વાલારે, કૃષ્ણજી. ૯
મારા કૃષ્ણજીરે લોલ, દશમે તે રૂપે કાનજીરે લોલ;
ધર્યો કલંકી અવતાર મારા વાલારે, ત્રણ ડગલે ઘોડો હીંડેરે લોલ;
પૃથ્વી તો રસાતાળ મારા વાલારે, કૃષ્ણજી. ૧૦

મારા કૃષ્ણજીરે લોલ, ગાય, શીખે ને સાંભળેરે લોલ;
તે પામે વૈકુંઠવાસ મારા વાલારે, મહેતો નરસિંહ વિનવેરે લોલ;
રાખો ચરણ કમળની પાસ મારા વાલારે, કૃષ્ણજી. ૧૬

---

૩૨

પ્રભુજી વનમાં ચારે ધેન, વગાડે રુડી વાંસળીરે લોલ;
રાધા ગોરી ભાતડીઆં લઇ જાય, ચલાણું ચોળ્યાં ચુરમાંરે લોલ.
પ્રભુજી કયાં ઉતારું ભાત, કે કયાં બેસી આરોગશોરે લોલ;
આવી રુડી આસોપાલવ કેરી ડાળી, કે શીતળ છાંયા ઢળીરે લોલ.
રાધા ગોરી ત્યાં ઉતારો ભાત કે, ત્યાં આરોગશુંરે લોલ;
રાધા ગોરી પેલે કાંઠે ધેન કે, ધેન પાછી વાળજોરે લોલ.
પ્રભુજી તમારી ચારેલ ધેન કે, અમ થકી નહીં વળેરે લોલ;
પ્રભુજીને ચટકે ચઢિયલ રીસ કે, જમતાં ઉઠીયારે લોલ.
મારી મારી અવળાસવળી થોટ કે, ડાબા પગની મોજડીરે લોલ;
રાધાજીને ચટકે ચઢિયલ રીસ કે, ભોગળ ભીડીયારે લોલ.
ઝીણા ઝરમર વરસે મેઘ, ભિંજાય પ્રભુ બારણેરે લોલ;
રાધા ગોરી ઉઘાડો જોડ કમાડ, પ્રભુ ભિંજાય બારણેરે લોલ.
જાવ જાવ માનીતીને મ્હોલ કે, અહીં શીદ આવીયારે લોલ;
જાશું જાશું માનીતીને મહેલ કે, પછી થાશે ઓરતારે લોલ.
રાધાજીને આંગણે ઉડી ફૂઇ કે, કંકર નાંખિયારે લોલ;
ધબકે ઉઘડયાં જોડ કમાડ, પ્રભુની ગોતે નીસર્યારે લોલ.
કોઇ દેખાડો દીનાનાથ કે, તેને આપું વધામણીરે લોલ;
કે આપું આપું હૈડા કેરો હાર, માથા કેરી રાખડીરે લોલ.

---

અબોલડા ભંગાવોજીરે, બાર બાર વર્ષના અબોલડારે.
ચોરે તે બેઠા ઓ સસરાજી, અબોલડા૦

શેર સવા શેરની ખીચડીરે રાંધજો,
અચ્છેર નાંખજો મીઠું, ત્યારે નાવલીઓ બોલશેરે.
સવારે ઉઠીને ખીચડી રાંધી,
અચ્છેર નાખ્યું મીઠું, તોયે નાવલીઓ ખાઇ ગયોરે.
સાંગામાંચી બેઠાં ઓ સાસુજી, અબોલડા૦

સવારે ઉઠીને વહુ વાસીદુંરે વાળજો,
ટીલડી ચોઢશો નહિ, ત્યારે નાવલીઓ બોલશેરે.
સવારે ઉઠીને વાસીદાંરે વાળ્યાં,
ટીલડી ચોઢી નહિ, તોયે નાવલીઓ ના બોલિયોરે.
ઘોડીલા ખેલાવતા ઓ દિયેરજી, અબોલડા૦

સવારે ઉઠીને વહુ પુંજારે વાળજો,
કાપડું પહેરશો નહિ, ત્યારે નાવલીઓ બોલશેરે.
સવારે ઉઠીને પુંજારે વાળ્યા,
કાપડું પહેર્યું નહિ, તોયે નાવલીઓ ના બોલિયોરે.
બાજુડાં ધવરાવતાં ઓ ભાભીજી, અબોલડા૦

ખરે બપોરે વહુ પાણીડાંરે ભરજો,
મોજડી પહેરશો નહિ, ત્યારે નાવલીઓ બોલશેરે.
ખરે બપોરે પાણીડાંરે ભરિયાં,
મોજડી પહેરી નહિ, ત્યારે નાવલીઓ બોલીઓરે.
ગોરી મારી મોજડી પહેરવાં જાઓ, નહિ તો રે તમો દાઝશોરે.

## સિદ્ધરાજ અને જશમા ઓડણ

( રાગ પુનમ ચાંદનીનો )

૩૪

ગાજે પાટણપુરમાં ગરવો ગુર્જરનો ધણી રે,
સાચો સબળો પેલો સોલંકી સિદ્ધરાજ,
જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણી રે.
તેણે લોકો કાજે વાવ કૂવા બંધાવીઆ રે,
મોટાં માન સરોવર દેવળ ધર્મ વિશાળ,
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીઆ રે.
તેણે પાટણ પાસે એક સરોવર આદર્યું રે,
ખોદે ખાડા ત્યાં તો માળવી ઓડ અનેક,
નાંખે ઓડણો મટોડાં માથે લઇ પળું રે.
પાળે વડની ડાળે ઝૂલે બાળક પારણે રે,
માટી લેતાં જશમા ઝૂલાવે નિજ બાળ,
વળતાં મુખડું પેખી જાય કુંવરને વારણે રે.
સાદે વેષે ફરતાં રાજાએ દેખી પરી રે,
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર,
પાસે જઇને રાજા કહે છે સુણ તું સુંદરી રે.
માટી વહેવાને આ કોમળ કાયા કરી નથી રે,
પાળે બેસીને તું રીઝવ તારું બાળ,
બીજી ઓડણો છો કામ કરે તારી વતીરે.
જશમા કહે છે રાજા કામ કરી ખાવું ગમે રે,
મુજને બેસી રહેતાં વાધે અંગે રોગ,
મારા નવરા દહાડા બેઠે નવ નીકે કદી રે.
જશમા જંગલમાં વસવાને તું સરજી નથી રે,

મારા નગરતણો તું આવીને જો નાક,
પાટણપુરની શોભા તુજને હું શું કહું કથી રે.
નગરે અંધારી શેરી ને ઉંચી મેડીઓ રે,
તેમાં માણસ આડે ચાલ્યાનો નહિ માગ,
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓ રે.
જશમા માણસ બહુ દેખીને શું ઘેલી બને રે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ,
ન કળે ખાખરની ખીસ્કોલી સાકર સ્વાદને રે.
રાજા મેલાં મન માણસનાં મેલાં શહેરનાં રે,
મેલી ગલીઓમાં બહુ મારે છે દુર્ગંધ,
મેલા ઝેર તણા જીવો તે જીવે ઝેરમાં રે.
જશમા રાજાના દરબારો તેં દીઠા નથી રે,
તેમાં બાગ બગીચા ખીલે ફુલ ગુલાબ,
મોટા હોજ ફુવારા ઉડે આવે જોસથી રે.
રાજા જંગલ આગળ બાગ બગીચા ધૂળ છે રે,
જેવો સૂરજ આગળ તારાનો ચળકાટ,
મારા જગલની મોજે તો મોંઘા મૂલ છે રે.
જશમા જંગલની વાતો તું આજ વિસારજે રે,
મીઠાં નરઘાં ને સારંગી કેરા સૂર,
ગાયન સુણવાને કાજે તું મહેલ પધારજે રે.
રાજા નવ રીઝું સારંગી કેરા સૂરથી રે,
મેના, મોર, બપૈયા ટેવ્યા છે મુજ કાન,
વાતો કોયલના ટૌકાની તો કહેતી નથી રે.
ઓડણ આવો તો ઉતારું મેડી માળીએ રે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ,
તમને પ્રિયજનો માનીને નિશદિન પાળશું રે.

મારે ઓઢણુંને ઉતરવા જોઇએ ઝુંપડી રે,
મેડી માળે ચડતાં મુજને આવે ફેર,
પડતાં પગ ભાગે ને કાયા થઇ જાય કૂબડી રે.
ઓઢણુ આવો તો પીરસાવું મેવા ચૂરમાં રે,
ઝુલે હાથી ઘોડા ગુર્જરપતિને દ્વાર,
તેને દેખીને હરખાશો ઓઢણુ ઉરમાં રે.
મારે ઓઢણુંને તો વાળુ જોઇએ ઘેંસનાં રે,
રાજા શું છે મારે હય હાથીનું કામ,
દહીં ને દૂધ મજાનાં મારે ભૂરી ભેંસનાં રે.
ઓઢણુ માગી લ્યોને આછા સાળુ ઓઢણાં રે,
હીરા માણેક મોતી સોનાના શણગાર,
આવી કંચનવરણી કાયા પર શોભે ઘણાં રે.
ઝાયલ ટકશે આછા સાળુ તો ફાટી જશે રે,
નાખું ધાસચણોઠી ગંઠી કંઠે હાર,
પહેરું ફુલતણી માળા તો પરણો રીઝશે રે.
જશમા કહે તું મુજને કેવો છે તારો પતિ રે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર,
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથી રે.
ગેલો કેડ કસીને કામ કરે મારો પતિ રે,
જેના મોળિડામાં બહેકે છે બહુ ફૂલ,
જેના કોદાળીના ઘાથી ધરતી ધ્રૂજતી રે.
જેને કામ કરંતાં એ ન્યાળે તારા ભણી રે,
એના મનમાં તારો પૂરો નહિ વિશ્વાસ,
તારી બૂઝ ન જાણે જશમા એ તારો ધણી રે.
રાજા સાચાને ભય લેશ નથી સંસારમાં રે.

મારા પતિને મારો સંપુરણ વિશ્વાસ;
હું તો અન્ય જનોને ભાઇ ગણી રહું ભારમાં રે.
જશમા ! રાણા ને રાજાને હું તાબે કરૂં રે,
મોટા મહારથિ પણ ના આપે સામો બોલ,
તારા આગળ હું નવ અમત્ર ચલવવા આદરૂં રે.
રાજા કાયા ને માયા પર બળ નૃપનું વરસ્યું રે,
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માંહ્ય,
ભારે ભૂપ તણું પણુ તે પર નવ ચાલે કશું રે.
જશમા ! દઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
આવાં દંપતીને પણ આખર હોય વિયોગ,
મિથ્યા આ જગના સુખ માટે મન મુંઝાય છે રે.
રાજા કોઇ ન જાણે કાલે મારું શું થશે રે.
એવી અલ્પ જીન્દગી માણે આ સૌ લોક,
રુડી રહેણી સુખ પરલોકે પૂરણ આપશે રે.
જશમા પહેલું કે આ બીજું પરણત તાહરું રે ?
ઓડણ કેવો તારો સ્વામી પ્રત્યે પ્રેમ !
મારા મ્હેલ તણું સુખ ઝુંપડીએ આવી કર્યું રે.
રાજા, આલોકે, પરલોકે, મારે એ પતિ રે,
પ્રીતે પરણ્યા માટે છોડું મારા પ્રાણ,
એના શત્રુનું હું મુખ કદી જોતી નથી રે.
એવું કહીને જશમા ટોપલી લઇ પાછી ફરી રે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ,
થઇ છે જશમાના પતિવ્રતની જેને ખાતરી રે.

---

૩૫

વ્હાલા વાત કરો ને રહો વેગળારે, મારાં રાંધણિયાં અભડાયરે,
ઘેલું શું બોલે ગોવાળિયારે
વ્હાલા રહો તો ઉતારા ઓરડારે, વ્હાલા ચાલો તો મેડીના
મ્હોલરે—ઘેલું૦
વ્હાલા રહો તો દાતણ દાડમીરે, વ્હાલા ચાલો તો કાણેરી
કામરે—ઘેલું૦
વ્હાલા રહો તો નાવણ કુંડીઉંરે, વ્હાલા ચાલો તો નદીઓનાં
નીરરે—ઘેલું૦
વ્હાલા રહો તો ભોજન લાપશીરે, વ્હાલા ચાલો તો ઘેબરીયો
કંસારરે—ઘેલું૦
વ્હાલા રહો તો મુખવાસ એલચીરે, વ્હાલા ચાલો તો પાન
પચાસરે—ઘેલું૦
વ્હાલા રહો તો પોઢણ ઢોલીઆરે, વ્હાલા ચાલો તો હિંડોળા
ખાટરે—ઘેલું૦

---

૩૬

હો રંગરસિયા ક્યાં રમી આવ્યા રાત જો.
આંખલડી રાતી ને ઉજાગરો બહુ થયો;
આજ ગયા'તા સુથારીને હાટજો,
બાજઠડા વસાવતાં રે વ્હાણલાં વહી ગયાં—હો રંગ૦
આજ ગયા'તા કુંભીને હાટ જો,
ચરચોળાં વસાવતાં રે વ્હાણલાં વહી ગયાં—હો રંગ૦
આજ ગયા'તા મણિયારીને હાટ જો,
જોડલડા વસાવતાં રે વ્હાણલાં વહી ગયાં—હો રંગ૦

આજ ગયા'તા સોનીડાને હાટ જો,
ઝુમણુલાં વસાવતાંરે વ્હાણુલાં વહી ગયાં—હો રંગ૦
આજ ગયા'તા કદોઇડાને હાટ જો,
સુખડીઉં વસાવતાં રે વ્હાણુલાં વહી ગયાં—હો રંગ૦

૩૭

લવિંગ કેરી લાકડીએ રામે સીતા માર્યાં જો,
ફૂલ કેરે દડુલીએ સીતાએ વેર વાળ્યાં જો.
રામ તમારે બોલડીએ હું પરઘેર બેસવા જઇશ જો,
તમે જશો જો પરઘેર બેસવા હું વાતુડો થઇશ જો—લવિંગ૦
રામ તમારે બોલડીએ હું પરઘેર દળવા જઇશ જો,
તમે જશો જો પરઘેર દળવા હું ઓરણીઓ થઇશ જો—લવિંગ૦
રામ તમારે બોલડીએ હું બળીને ઢગલી થઇશ જો,
તમે થશો જો બળીને ઢગલી હું યે ભભૂતીઓ થઇશ જો—લવિંગ૦

૩૮

લાંબી લાંબી પરસાળે, કંઇ કારેલાં વેરાય જો;
રામ તમારે બોલડીએ, હું પરઘેર દળવા જઇશ જો,
તમે તે જાશો પરઘેર દળવા, હું ઘંટુડી થઇસ જો—લાંબી૦
રામ તમારે બોલડીએ હું પરઘેર ખાંડવા જઇશ જો,
તમે તે જાશો પરઘેર ખાંડવા, હું સાંબેલું થઇશ જો—લાંબી૦
રામ તમારે બોલડીએ હું જળમાં માછલી થઇશ જો,
તમે તે થાશો જળમાં માછલી, હું માછીડો થઇશ જો—લાંબી૦
રામ તમારે બોલડીએ હું આકાશ વીજળી થઇશ જો,
તમે તે થાશો આકાશ વીજળી, હું મેવલીઓ થઇશ જો—લાંબી૦

# સાવિત્રીનો ગરબો

## ૩૯

( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ )

રુડા અશ્વપતિ રાજાની ડાહી દીકરીરે,
જેનું સતી શિરોમણી સાવિત્રી છે નામ;
જેણે સ્વામિને છોડાવ્યો યમના પાશથીરે,
જેણે સકળ જગતમાં અમ્મર કીધું નામ;
તેના ઉત્તમ ગુણની ગરબી ગાઓ સુંદરીરે. ૧

રાજા એક હતો ઘરડો ને આંખે આંધળોરે,
તેનું શત્રુએ લઇ લીધું રાજ્યાસંન;
તેથી જંગલમાં જઇ બાંધ્યું તેણે ઝુંપડું રે,
તેને સત્યવાન નામે લાડકડો તંન;
કરતો માતપિતાની સેવા પૂરા પ્રેમથીરે. ૨

જેની કંચનવરણી કાયા વાણી મીઠડીરે,
મીઠા મહેરામણના જેવો ગુણગંભીર;
ઘરડાં અંધ પિતામાતાની જાણે લાકડીરે,
રે'તો માતપિતાની આજ્ઞાને આધીન;
તેની સાથે વરવા સાવિત્રીએ આદર્યુંરે. ૩

ત્યાં તો નારદજી સમજાવે બાળા ઘેલડીરે,
તેની સાથે વરતાં થાશે મોટી હાણ;
એનો આવરદા તો એક વરસ બાકી રહ્યોરે,
માટે ના કરતી તું વગર વિચાર્યું કામ;
બીજા રાજકુંવર રૂપાળા સાથે વરોરે. ૪

ત્યારે સાવિત્રી બોલી નારદજી સાંભળોરે,
લખિયા લેખ લલાટે મિથ્યા નહિ થાનાર;

મેં તો મનથી માન્યો તે પરમેશ્વર માહરોરે,  
મારો નિશ્ચય કોટી કલ્પે નહિ ફરનાર,  
માટે એ વરની સાથે સગપણ મારું કરોરે. ૫

જોઇ અડગપણું પુત્રીનું રાજાએ પછીરે,  
દીધું સત્યવાનની સાથે કન્યાદાન;  
રુડા રાજ્યમહેલની વસનારી વગડે વસીરે.  
ત્યાગી અંબર જુનાં વસ્ત્ર કર્યાં પરિધાન;  
સ્નેહે સ્વામી સસરા સાસુની સેવા સજેરે. ૬

જેણે કઠણ ભૂમિ પર પાય કદી દીધો નથીરે,  
જેના પડતા બોલ ઉપાડે દાસી દાસ;  
જેની કોમળ કાયા ફુલશૈયાપર લોટતીરે,  
તેણે પર્ણકુટીમાં પ્રેમે કીધો વાસ,  
મનથી માન્યું મારા વૈભવમાં બાકી નથીરે. ૭

ત્યાં તો જળના રેલા સમ દિવસો જાતા હતારે,  
બાળા નારદજીનાં વચનો કરતી યાદ;  
મનમાં ભય ધરતી નવ કરતી કોને વારતારે,  
મનથી ગોઠવતી શું કરવું તેના ઘાટ;  
રજની દિવસ વિચારો એના એ મનમાં થતારે. ૮

દા'ડા ચાર રહ્યા આવરદાની અવધીતણારે,  
સતીએ તે સમયે ત્યાં અન્નજળ કીધું ત્યાગ;  
જોડયું ચિત્ત પ્રભુમાં ધારીને શુભ ધારણારે,  
સોંપ્યું શ્રીહરિના ચરણે પોતાનું ભાગ્ય;  
મારી વ્હારે ચ્હડજો હે દીનબંધુ શામળારે ! ૯

જાણ્યું સાસુ સસરે વહુઆર સંકટ વેઠતીરે,  
શાને માટે કરતી અન્નઉદકનો ત્યાગ;

શાણી આ માટે તું કારણ કૈં કહેતી નથીરે ?
કષ્ટે કરમાશે કોમળ આ તારી કાય;
વહુઅર આ વયમાં વ્રત કરવાં યોગ્ય તને નથીરે. ૧૦

દુખમાં દા'ડા ચાર વિતાવ્યા વ્રત વિધિએ કરીરે,
આવ્યો સ્વામિ સ્વર્ગ સિધાવાકેરો દન;
આજે ના થાઉં અળગી હું મારા નાથથીરે,
સ્વામી સંગે રે'વા તૈયારી છાની કરીરે. ૧૧

ત્યાં તો સત્યવાન માબાપતણે ચરણે નમેરે,
કરમાં લૈ કોવાડો કાષ્ટ કાપવા જાય;
ત્યારે સાવિત્રી સ્વામિને છાની વીનવેરે,
આજે વન જેવાની મુજને ઇચ્છા થાય;
માટે સંગાથે લૈ જાઓ સ્વામી મુજનેરે. ૧૨

ઘેલી નારી તારી છે કોમળ કાયા ઘણીરે,
તારી કનકલતા સરખી કાન્તિ વિલાય;
વ્હાલી વગડામાં ઝાઝા કંટક ને કાંકરારે,
તારી પંકજ સરખી પગ પાની છુંદાય,
માટે હઠ મેલો અલબેલી ઘરમાંહી રહોરે. ૧૩

સ્વામિ તમ સંગાથે જંગલ મંગળ લાગતું રે,
ઘરમાં તમ વિણ મુજને ધરતી ખાવા ધાય;
હું તો પગલે પગલે પંથે તમ પૂંઠે રહું રે,
મુજથી આપ વિના એકલડી નહિ રહેવાય;
માટે સંગાથે લૈ જાઓ સ્વામિ મુજનેરે. ૧૪

નારી જો મુજ સંગે આવ્યાની ઇચ્છા કરોરે,
આજ્ઞા માગો જૈને માતપિતાની પાસ;
આજ્ઞા આપે તો ચતુરા ચાલો મુજ સંગમાંરે,

વ્હાલી વડિલ જનોની આજ્ઞા નવ લોપાય;
લખિયું શાસ્ત્ર પુરાણે જાણો છો સરવે તમોરે. ૧૫
આજ્ઞા માગીને ચાલ્યાં આનંદે દંપતીરે,
પંથે કરતાં પ્રેમે વિધવિધ વાત વિચાર:
મુખ મલકાવે પણ સાવિત્રીને ચિન્તા અતિરે,
રાખે પળ પળ પોતે સ્વામિની સંભાળ:
મનમાં ધીરજને ધારે સંભારે શ્રીહરિરે. ૧૬
આવ્યાં ગાઢા વનમાં નરનારી બે સાથમાંરે,
વીણવાં ફુલ અને ફળ ઇચ્છાની અનુસાર:
વળતી કોવાડો લીધો પોતાના હાથમાંરે,
લાગ્યો કાષ્ઠ કાપવા સત્યવાન તે વાર;
તેનો આવરદા તો તે સમયે પૂરો થયોરે. ૧૭
લાગ્યો થાક ઘણો ને અંગો લાગ્યાં ધ્રુજવારે,
આવ્યા તમ્મર ને રુંધાયા તેના પ્રાણ:
મૂકી કાષ્ઠ કાપવાં આવ્યો સાવિત્રી કનેરે,
વ્હાલી ! ઓચિન્તી આવે છે તનમાં તાણ;
શાણી ! નહિ સમજાતું દુઃખ ઘણું થાતું મનેરે. ૧૮
મારા નાથ ! તમારાં સંકટ હરજો શ્રીહરિરે,
તમને કુળદેવી વનદેવીની રક્ષાય;
ઘરડાં માતપિતાની સેવાના પુણ્યે કરીરે,
વ્હારે આવીને વિશ્વેશ્વર કરશે સહાય;
એવું કહીને બેઠી મસ્તક ખોળામાં ધરીરે. ૧૯
ત્યાં તો યમરાજા આવી સામા ઉભા રહ્યારે,
જેનાં વસ્ત્રતણો દિસે છે રાતો રંગ;
જેને માથે છે મુગટને કુંડળ કાનમાંરે,

દેખી સાવિત્રીની કાયે ઉપજ્યો કંપ;
તોપણ ધીરજને ધારી બોલી તે સુંદરીરે. ૨૦

કે' છે સાવિત્રી છો કોણ તમે સાચું કહોરે. ?
નક્કી લાગો મુજને દેવ તણા અવતાર;
આવ્યા શા માટે ને, શું કરવા મનમાં ચહોરે ?
મારા મનમાં થાયે શંકા અપરમપાર,
એવું બોલી શિર નમાવી સાવિત્રી રહીરે. ૨૧

હું તો છું યમરાજા સાંભળ ઓ શાણી સતીરે !
આવ્યો છું તારા સ્વામિને લેવા કાજ;
એના આવરદાની અવધ હવે પૂરી થતીરે,
તારા સ્વામિ પરનો સ્નેહ હવે વિસાર;
નાંખી પાશ પકડીઓ સૂક્ષ્મ દેહ એવું કહીરે. ૨૨

દેખી બંધાએલો સ્વામિ કેરા દેહનેરે,
સતીએ તે સમયે કરવા માંડયું કલ્પાંત;
બાંધીને કયાં લૈ જાઓ છો મારા નાથનેરે,
એવું કહીને દીધો યમરાજાને સાદ;
ચાલી પડછાયાની પેઠે પાછળ સુંદરીરે. ૨૩

બોલ્યા ત્યાં યમરાજા સાંભળ હે શાણી સતીરે !
જા તું પાછી તારા આશ્રમમાં આવાર;
તારા સ્વામિની કર અંતક્રિયા વિધિએ કરીરે,
જેથી થાયે એના જીવ તણો ઉદ્ધાર;
નારી નાહક શ્રમ કરવાથી ફળ કશુંએ નથીરે. ૨૪

બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતીરે,
મારા નાથ વિના હું નહિ પાછી ફરનાર;
જ્યાં લૈ જાઓ ત્યાં આવું પણ સંગ તજું નહિરે,

સ્વામિ વિના છે સુનો આખો સંસાર;
જાતાં એકલડી ઘર જીવ્યાથી મરવું ભલું રે. ૨૫

પુછું યમરાજા હું ઉત્તર આપો મુજને રે,
જગમાં નરનારીનો સત્ય સંબંધ મનાય,
પણ જો બાંધીને લૈ જાશો મારા નાથને રે,
મારો પતિવ્રતાનો ધર્મ કેમ સચવાય;
તેનો ઉત્તર આપીને વળતી ડગલું ભરો રે. ૨૬

શાણી અમૃત સરખી વાણી તારી સાંભળી રે,
મારા અંતર માંહી ઉપજે છે અનુરાગ;
તારા ઇચ્છામાં આવે એવું ઓ સુંદરી રે,
તારા સ્વામિના જીવિત વિણ બીજું માગ;
તારી ઇચ્છા પૂરણ કરવા હું ઉભો અહીં રે. ૨૭

મારા સસરા છે ઘરડા ને આંખે આંધળા રે.
તેના રત્ન સમી બે આંખો સારી થાય;
આવે તેજ સુરજના સરખું બન્ને આંખમાં રે,
અંગે વૃદ્ધપણાનું દુઃખ કદી નવ થાય;
એવું બોલીને સાવિત્રી કરજોડી રહી રે. ૨૮

તારા સસરની આંખો નારી સારી થશે રે,
વધશે સુરજના સરખું આંખોનું નૂર;
તેના વૃદ્ધપણાની પીડા સઘળી વામશે રે,
માટે જા પછી પુત્રી આવી બહુ દૂર;
ઝાઝું ચાલ્યાથી ઓ શાણી શ્રમ તુજને થશે રે. ૨૯

બોલી સાવિત્રી કરજોડી યમરાજા સુણો રે,
મારે વસવું જોઇએ સદાય સ્વામિ પાસ;
મુજને શ્રમ નવ લાગે સ્વામિ સંગે આવતાં રે,

સ્વામિથી દૂર વસતાં તનમાં પ્રકટે ત્રાસ;
જગમાં નાથ વિના નારીનું જીવ્યું ધિક્ક છેરે. ૩૦

તમને જોતાં યમરાજા શ્રદ્ધા મુજને થતીરે,
મારા મનમાં ઇચ્છા પ્રશ્ન કર્યાની થાય;
શાણાઓ કે'છે કરવી સજ્જનની સંગતિરે,
તે તો પૂર્વજન્મનાં પુણ્યેથી બંધાય;
સજ્જનની સંગતનું ફળ મિથ્યા જાતું નથીરે. ૩૧

પુત્રી વાણી તારી અમૃત સરખી લાગતીરે,
મારા અંતરમાં ઉપજાવે છે અનુરાગ;
તારા સ્વામિના જીવિત વિના બીજું ફરીરે,
મારી પાસેથી પુત્રી મનગમતું માગ;
તારી ઇચ્છા પૂરણ કરવા હું ઉભો અહીંરે. ૩૨

મારા સસરાજીનું રાજ્ય દબાવ્યું દુશ્મનેરે,
તેથી કીધો છે વનમાંહે આવી વાસ;
તેનું રાજ્ય ગએલું સરવે પાછું સાંપડેરે,
નિત્યે ધર્મ રહે અંતરમાં પૂરી વાસ;
એવું બોલીને સાવિત્રી કર જોડી રહીરે. ૩૩

પુત્રી તારા સસરા રાજ્ય ગયેલું પામશેરે,
મળશે મનગમતા વૈભવ એ શાણી નાર !
તેના ધર્મ વિષે દૃઢ શ્રદ્ધાની વૃદ્ધિ થશેરે,
પાછી વિચર હવે પુત્રી નવ કરતી વાર;
તારી દેહે દુઃખ થશે ઓ કુળવંતી સતીરે! ૩૪

મારા દુઃખ વિષે બાકી શી ? યમરાજા કહોરે,
મારી નજરે બંધાયેલા દેખું નાથ;
મારે શું સુખ ભોગવવાને જાવું આશ્રમેરે,

સુખમાં દુ:ખમાં પણ રે'વું સ્વામિની સાથ;
મારે સ્વર્ગ તણાં સુખ શું કરવાં સ્વામિ વિનારે. ૩૫

રાખો સકળ જગતને નિયમ મહિં નિત્યે તમેરે,
આપો કર્મ તણાં ફળ સર્વેને તત્કાળ;
રાજા રંક શત્રુ ને મિત્ર ગણો સરખા તમેરે.
તેથી નામ તમારું ધર્મરાય કહેવાય;
શરણે આવેલાનું સંરક્ષણ કરતા તમેરે. ૩૬

વાણી વચનો તારાં અંતર મારું ઠારતાંરે,
જેવી તરસ્યાને પાણીથી તૃપ્તિ થાય;
પુત્રી ના શરમાતી મારી પાસે મ ગતાંરે,
બીજું તારા સ્વામિના જીવિત સિવાય;
તારી ઇચ્છા પૂરણ કરવા હું ઉભો અહીંરે. ૩૭

મારા તાત તણું ઘર પુત્ર વિના સૂનું દિસેરે,
તેને આપો ગુણિયલ સો પુત્રો યમરાય;
તેના વંશ તણા આ વિશ્વવિષે કીર્તિ વધેરે,
મારાં માતપિતાનાં સંકટ સરવે જાય;
એવું બોલીને સાવિત્રી કર જોડી રહીરે. ૩૮

તારા તાત તણે ઘેર ગુણિયલ સો પુત્રો થશેરે,
થાશે દશે દિશામાં વંશ તણો વિસ્તાર;
તારાં માતપિતાનાં સંકટ સર્વ ટળી જશેરે,
તુજને આપ્યું તારી ઇચ્છાની અનુસાર,
આવી દૂર ઘણે પુત્રી જા તું પાછી હવેરે. ૩૯

મારા સ્વામિની સંગે છું તો ક્યાં દૂર છુંરે,
મારું મન દોડે છે એથી પણ બહુ દૂર;
સ્વામિ સંગે રે'વું એ ભૂષણ સતીઓતણુંરે,

ત્યાગી કાયાને છાયા કયાં જાએ દૂર;
સ્વામિના વિરહે સતીઓનું જીવ્યું દોહલુંરે. ૪૦

રાખે પૂર્ણ ભરોંસો સજ્જનનો જગના જનોરે,
વિનતિ કરતા સજ્જનનો રાખી વિશ્વાસ;
શત્રુ મિત્ર સદા સરખા માને છે સજ્જનોરે,
આવે નહિ સૂરજમાં અંધારાનો ભાસ,
સજ્જનની સજ્જનતા કદિયે પલટાતી નથીરે. ૪૧

તારાં વચનો શાણી અમૃતથી પણ મીઠડાંરે,
મુજને તે સાંભળતાં આવે પ્રેમ અથાગ;
મારી પાસેથી વરદાનો તાગ હિતનાંરે,
તારા સ્વામિના જીવિત વિણ બીજાં માગ;
તારી ઇચ્છાને આધીન બની ઉભો અહીંરે. ૪૨

મુજને આપો તો યમરાજા માગું એટલુંરે,
મારા સ્વામિથી સો પુત્રો મુજને થાય;
મારા કુળનું આ જગમાંહી માન વધે ઘણુંરે,
મારી વડિલ જનોના ચરણે પ્રીતિ થાય;
એવું બોલીને સાવિત્રી કર જોડી રહીરે. ૪૩

તુજને તેજસ્વી સો પુત્રો એ બાળા થશેરે,
તારા કુળનું ઝાઝું વધશે જગમાં નામ;
તારી વડિલ જનોના ચરણે પ્રીતિ વાધશેરે,
માટે જા પાછી પુત્રી થાશે હેરાન,
એવું બોલીને યમરાજા લાગ્યા ચાલવારે. ૪૪

બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતિરે,
આપો ઉત્તર મારા પ્રશ્ન તણો આ વાર;
મોટા માણસનાં વચનો મિથ્યા જતાં નથીરે,

બોલ્યું અણુબોલ્યું મોટા જનનું નવ થાય;
જાયે પ્રાણ પરંતુ વચન ફરી ફરતાં નથીરે. ૪૫

થાવા સૌ પુત્રો વરદાન તમે આપ્યું મનેરે,
તે તો કેમ કરીને સત્ય થશે મહારાજ:
બાંધીને લૈ જાવા ધારો છો મુજ નાથનેરે,
પળશે કેમ કરીને વચન તમારું આજ,
એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે. ૪૬

પુત્રી ધન્ય તને સાચો છે નિશ્ચય તાહરોરે,
બાળા તેં મુજને વચને બાંધ્યો આ વાર;
આજે નિશ્ચયના બળથી તેં વશ મુજને કર્યોરે,
લે આ છોડું છું પુત્રી તારો ભરથાર;
પામ્યો વરસ ચારસોનું આયુષ્ય તારો પતિરે. ૪૭

મારાં સૌ વરદાનો ફળશે તુજને હે સતીરે !
જગમાં ઘરઘર નરનારી ગુણ તારા ગાય;
પામી સુખ જગતમાં અંતે થાશે સદ્ગતિરે,
એવું કહીને અંતર્ધાન થયા યમરાય;
વાગ્યાં દેવ દુંદુભિ પુષ્પતણી વૃષ્ટિ થઈરે. ૪૮

વળતી આવ્યાં આશ્રમમાં સંગાથે દંપતીરે,
સતીના અંતરમાં આનંદ અતિ ઉભરાય;
સહુને વીતકની વાતો વિસ્તારી કહીરે,
પ્રેમે લાગ્યાં બન્ને વડિલ જનોને પાય,
આપે અંતરની આશિષો સૌ નરનારનેરે. ૪૯

સરવે વરદાનો યમરાજાનાં સાચાં થયાંરે,
મળિયા વૈભવ સઘળા પામ્યાં સુખ તમામ;
અંતે શ્રીહરિને શરણે વસીને સુખિયાં થયાંરે,

બોલો જય જય કહે છે વિપ્ર મુક્તાભિરામ;
ગાતાં શીખતાં સરવે સદ્વર્તનવાળી થાજોરે. ૫૦

---

૪૦

બાર બાર વરસે વાવણી ખોદાવી, વાવણિયાં નીર ના આવ્યાં જીરે.
તેડાવો જાણતલ તેડાવો જોશીઓ, જોશીડા જોશ જોવરાવો જીરે,
જાણતલ જોશીએ એમ કહી દીધું દીકરો ને વહુ પધરાવો જીરે,
દીકરા ખેલવતા વિશ્રામ કુંવર હો, દાદોજી બોલાવે જીરે;
શું રે પૂછો મારી સમરથ માતા, દાદો શા માટે બોલાવે જીરે,
જાણતલ જોશીએ એમ કહી દીધું, દીકરો ને વહુ પધરાવો જીરે.
પારકી જણીને જઈને પૂછો, બેટલડો ઘરાવે જીરે,
શું રે કહો મારી સમરથ સાસુ, શા માટે બોલાવો જીરે;
જાણતલ જોશીએ એમ કહી દીધું, દીકરો ને વહુ પધરાવો જીરે.
એમાં તે શું મારી સમરથ સાસુ, મોળીયું ને ચુંદડી મંગાવો જીરે,
કૂવાને કાંઠડે ખાટલો ઢળાવો, ઢોલડીયા પધરાવો જીરે;
પહેલે પગથીએ જઈ પગ દીધો, પાતાળ પાણી ઝળક્યાં જીરે,
બીજે પગથીએ જઈ પગ દીધો, ઘુંટણ સમાં નીર આવ્યાં જીરે.
ત્રીજે પગથીએ જઈ પગ દીધો, કેડ સમાં નીર આવ્યાં જીરે.
ચોથે પગથીએ જઈ પગ દીધો, પેટ સમાં નીર આવ્યાં જીરે,
છઠ્ઠે પગથીએ જઈ પગ દીધો, માથા સમાં નીર આવ્યાં જીરે.
સાતમે પગથીએ જઈ પગ દીધો, પાણીમાં સમાયાં જીરે.

---

# સીતાની કાંચળીનો ગરબો

## ૪૧

( પરમેશ્વરીને પાએ પડી હો બહુચરી, કહું કળિજુગનાં કર્મ—એ રાગ )
કૈકૈ કોપમાં બોલીયાં હો બહુચરી, રામલક્ષ્મણ વન જાય;
પહેલું તે વન રામે મેલ્યું હો બહુચરી, બીજા તે વનમાં જાય. ૧
પંચવટીમાં રામ વસીયા હો બહુચરી, સીતાએ રોપ્યાં વૃક્ષ;
અમરો ને ડમરો રોપીઓ હો બહુચરી, રોપ્યાં છે દાડમ દ્રાક્ષ. ૨
રાજા રાવણનો મૃગલો હો બહુચરી, વનફળ ચરી ચરી જાય;
ચરતાં સીતાએ ભાળીયો હો બહુચરી, કાંચળડી સીવડાય. ૩
સાવ સોનાનો કંચવો હો બહુચરી, ચામડામાં શો સાર;
નહીં કાકાના કુટુંબમાં હો બહુચરી, નહીં મામાને મોસાળ. ૪
નથી મહીયરમાં બંધવો હો બહુચરી, કોને રહડાવું પાંડ;
સીતા મહીયરનાં પાતળાં હો બહુચરી, કોણ લડાવે લાડ. ૫
સીતાના બોલ રામે સાંભળ્યા હો બહુચરી, ધનુષ્ય લીધું હાથ;
પહેલું તે બાણ રામે ફેંકીયું હો બહુચરી, જઇ પડ્યું દરીઆ પાર. ૬
બીજે તે બાણે મૃગ મારીઓ હો બહુચરી, ધાજો હો લક્ષ્મણ વીર;
સીતા કહે જાઓ દિયર હો બહુચરી, હણ્યા તમારા વીર. ૭
ઘેલી સીતા ઘેલું ન બોલીયે હો બહુચરી, રામ હણ્યા કેમ જાય;
આણ આપી છે શ્રી રામની હો બહુચરી, લક્ષ્મણ વાંસે ધાય. ૮
રાવણ આવ્યો જોગી વેશથી હો બહુચરી, ભિક્ષા દો સીતામાય;
આણો આપી છે શ્રીરામની હો બહુચરી, ભિક્ષા આપી નવ જાય. ૯
એક પગ મૂકો આણમાં હો બહુચરી, બીજો તે આણો બહાર;
બાંધે મુકીને રાવણ ચાલીયો હો બહુચરી, હરી છે સીતા નાર. ૧૦
મૃગ મારીને રામ લાવીયા હો બહુચરી, નાંખ્યો મઢીની બહાર;
સુનાં દિસે મંદિર માળીયાં હો બહુચરી, ક્યાં ગઇ સીતા નાર ? ૧૧

રામ રૂવે, લક્ષ્મણ રીઝવે હો બહુચરી, ઘેલા રોશો રામ;
સીતા સરખી પરણાવીશું હો બહુચરી, સીતા ધરાવીશું નામ. ૧૨
જળજળ કમળ ન નિપજે હો બહુચરી, વનવન અગર ન હોય;
ઘેરઘેર સીતા ન નિપજે હો બહુચરી, બંધવ વિચારી જોય. ૧૩
રામે તે પાનબીડાં ફેરવ્યાં હો બહુચરી, કોઇ છે બળીયો જોધ;
બીડું ઝીલે હનવોજતિ હો બહુચરી, લાવું સીતાની શોધ. ૧૪
રામ થેકીને ઉપડયો હો બહુચરી, ગયો લંકા મોઝાર;
જોયાં ચોરાશી ચૌટડાં હો બહુચરી, જોયાં તે બાવન બજાર. ૧૫
જોયાં મંદિર, જોયાં માળિયાં હા બહુચરી, જોયું રાવણનું રાજ;
ક્યાંયે સીતાજી દીઠાં નહી હો બહુચરી, ગયો પાણીયારીને ઘાટ. ૧૬
બાઇ પાણીયારી તને વિનવું હો બહુચરી, ક્યાં છે સીતા માય;
અશોકવાડીનાં ઝુંડમાં હો બહુચરી, ભાળીશ જો ત્યાં જાય. ૧૭
ત્યાં થકી હનુમંત થેકીયો હો બહુચરી, આસોપાલવને ડાળ;
નાંખી મુદ્રિકા ત્યાં થકી હો બહુચરી, સીતાના ખોળા મોઝાર. ૧૮
આરે મુદ્રિકા મારા રામની હો બહુચરી, ક્યાંથી લાવ્યો હનુમાન ?
કોણે તને જોવા મોકલ્યો હો બહુચરી, કોણે આપ્યાં એંધાણ ? ૧૯
રામે તે જોવા મોકલ્યો હો બહુચરી, લક્ષ્મણે આપ્યાં એંધાણ;
ભાળ લેવા હું આવીયો હો બહુચરી, પંચવટીથી પ્રમાણ. ૨૦
તરસ્યો તે હઇશ ભાઇ સાવજા હો બહુચરી, ઠંડાં તે નીર પી જા;
ભુખ્યો તે હઇશ ભાઇ સાવજા હો બહુચરી, પડયાંજ વનફળ ખા. ૨૧
ઝીંઝોટે ને ઝપાટે હો બહુચરી, ખંખેરે ને વીણી ખાય;
માળી તે આવ્યો માથું ચુંથતો હો બહુચરી, રાવણ પાસે જાય. ૨૨
રાવણ બળથી બોલીયો હો બહુચરી, મારો બળીને બાણ;
મારજો લોઢા ને લાકડે હો બહુચરી, મારજો એરણને ઘાણ. ૨૩
કુંભકરણે ભાથા બીડીયા હો બહુચરી, માર્યા બળીને બાણ;
ઇંદ્રજીતે ભાથા બીડીયા હો બહુચરી, વાળવાને કચ્ચરઘાણ.

નહી મરું લોઢે લાકડે હો બ્રહ્મચારી, નહી મરું એરણને બાણ;
સાચું તે બોલ ભાઈ સાવજ હો બ્રહ્મચારી, શાથી તજે તું પ્રાણ? ૨૫
બધી લંકાનાં ગોદડાં હો બ્રહ્મચારી, સહસ્ર ઘાણીનું તેલ;
મારે તે પૂંછડે બાંધજો હો બ્રહ્મચારી, અગ્નિ તે તેમાં મેલ. ૨૬
મોત વાંદરનું તે થકી હો બ્રહ્મચારી, ચેતજો મનમાં જડ;
ત્યાં થકી ઉપડ્યો ચેરડે હો બ્રહ્મચારી, જઈ બેઠો લંકાગઢ. ૨૭
બાળ્યાં ચોરાશી ચૌટડાં હો બ્રહ્મચારી, બાળ્યાં તે બાવન બજાર;
રાખ્યાં વિભીષણ ઓરડાં હો બ્રહ્મચારી, આસોપાલવ એક ડાળ. ૨૮
લંકા બળે સુવર્ણની હો બ્રહ્મચારી, હનુમાનને હસવું ન માય;
સંખલપુરને સીમાડે હો બ્રહ્મચારી, દાસ વલ્લભ ગુણ ગાય. ૨૯

---

## અંબાજીનો ગરબો

### ૪૨

( ગોરમાના ગરબાનો રાગ )

શ્રી ગણપતિને લાગી પાય કે, ગાઉં ગરબો અંબાતણોરે લોલ,
આરાસુરમાં બેઠી માત કે મહિમા અતિ ઘણોરે લોલ. ૧
માને પારે આવે લોક કે દૂર બહુ દેશથીરે લોલ;
આવે બાળ જોબન ને વૃદ્ધ કે અતિ ઘણા હેતથીરે લોલ. ૨
માજી દિવસમાં ત્રણ રૂપ કે ધરે અતિ શોભતાંરે લોલ;
જોબન બાળ અને વળી વૃદ્ધ કે આયુધ ઓપતાંરે લોલ. ૩
માને છત્ર સોનાનું છાજે કે રત્નની ઝૂલ છેરે લોલ;
ફરતી હીરાની છે કોર કે છત્ર અમૂલ્ય છેરે લોલ. ૪
કેસરી ઉપર બેઠી માત કે સહુ આયુધ ધરીરે લોલ;
કોટી સૂરજ શોભા થાય કે, લલાટે આડ કરીરે લોલ. ૫

માને શોભીતા શણગાર કે, શોભા શી કહુંરે લોલ;
માનો શેષ ન પામે પાર કે, હું તે શું કહુંરે લોલ. ૬
માને કંઠે એકાવળ હાર કે, શોભે અતિ ઘણુંરે લોલ;
માને બાંહે બાજુબંધ કે ચૂડો સોના તણોરે લોલ. ૭
હીરા રત્નતણી કંકણીઓ કે ચુનીઓ ચળકે ઘણીરે લોલ;
સાચા મોતીના ગજુબંધ કે મધ્યે બે મણીરે લોલ. ૮
માને કાને કલાફુલ કે નાકે વાળી શોભતીરે લોલ;
માને સેંથો પુર્યો સિંદુર કે દામણી ઓપતીરે લોલ. ૯
માને દશે આંગળીએ વેઢ કે હાથે પોંચી ઝગઝગેરે લોલ;
પગે કલ્લાં કાંબી ને તોડા કે ઝાંઝર ઝમઝમેરે લોલ. ૧૦
માને ચણીઓ ચોળી ને ચીર કે ઓઢી ચુંદડીરે લોલ;
માના ચોક વચ્ચે સહુ નાર કે ફરે રૂડી કુંદડીરે લોલ. ૧૧
માને થીતી બજો છે જ્યોત કે જોઇ રવિ થોભીઓરે લોલ;
માનું તેજ જોઇ મનમાંહે કે હું તો લોભીયોરે લોલ. ૧૨
માના દરશનથી દુખ જાય કે પાપ સહુ પરજળેરે લોલ;
શું કહું મંડપની શોભાય કે જોતાં મનડું ચળેરે લોલ. ૧૩
માને માનસરોવર સાર કે માંહી અમૃત ભર્યુંરે લોલ;
તેમાં જે કોઇ જઇને નાહ્ય કે તેનું કામ સર્યુંરે લોલ. ૧૪
શું કહું સ્થાનકની શોભાય કે કામ મીના તણુંરે લોલ;
માનો પુનમે સંઘ ભરાય કે શું વરણુન કરુંરે લોલ. ૧૫
ફરતી બંગલા ને એડકા કે અતિ ઘણી શોભતીરે લોલ;
સામે સનમુખ છે એક વાવ કે સુંદર શોભતીરે લોલ. ૧૬
ત્યાંથી ચાલ્યા ઉતર માંહ્ય કે રમણીય બાગ છેરે લોલ;
શું કહું આરાસુરની શોભાય કે રચના અથાગ છેરે લોલ. ૧૭
માને સુરનર મુનિજન સેવે કે બ્રહ્મા ધ્યાન ધરેરે લોલ;
માને નિશદિન સનમુખ ભક્ત કે ઉભા સ્તુતિ કરેરે લોલ. ૧૮

માનો ગરબો જે કો ગાય કે નિત્યે પાઠ કરેરે લોલ;
કોટી ભવનાં પાપો જાય કે ભવસાગર તરેરે લોલ. ૧૯
માજી સેવક જાણી તારો કે કરૂણા કીજીએરે લોલ;
માજી દીન સેવકની વિનતી કે ઉરમાં લીજીએરે લોલ. ૨૦
માજી ગુણ ગાવા નિશદિન કે બુદ્ધિ આપજોરે લોલ;
સુણી રણછોડદાસની વાણી કે શરણે રાખજોરે લોલ. ૨૧

---

૪૩

આભમાં ઝીણી ઝબુકે વીજળીરે, ઝીણા ઝરમર વરસે મેઘ,
ગુલાબી કેમ કરી જાશો ચાકરી રે. આભમાં૦
તમને વ્હાલી સરકારની ચાકરી રે, અમને વ્હાલો તમારો જીવ,
ગુલાબી નહિ જાવા દઉં ચાકરી રે. આભમાં૦
ભિંજાય ઘોડી ને ભિંજાય ઘોડલારે, ભિંજાય ઘોડાનો બેસતલ સુબો,
ગુલાબી નહિ જાવા દઉં ચાકરીરે. આભમાં૦
ભિંજાય હાથી ને ભિંજાય હાથણીરે, ભિંજાય હાથીનો બેસતલ સુબો,
ગુલાબી નહિ જાવા દઉં ચાકરીરે. આભમાં૦

---

## કાલિકાનો ગરબો

૪૪

જુગદેવી જશ માગું છું, માહાકાળીરે, જંહાએ વસજે માત, પાવાવાળીરે.
સેવક જાણી તાહરો મા૦ શીર ઉપર ધરજો હાથ. પાવા.
હોંશ હૈયામાં થાય છે મા૦ ગુણ ગાવાનું છે મંન. પાવા.
દયા કરો તમ દાસને મા૦ તેથી ઉપજે બુદ્ધિ પાવંન. પાવા.
ગુણ ગંભીર છે તાહરા મા૦ કહેતાં નવ આવે પાર. પાવા.

બાળક બુદ્ધિ શું કરું મા૦ જો હોય તારો આધાર. પાવા.
નવતેરી નગરી વિષે મા૦ ચંપાવતી ચતુરસુજાણ. પાવા.
રામ સરીખું રાજ છે મા૦ માંહી વસે અઢારે વર્ણ. પાવા.
ત્યાં ચતુર નારીઓ અતિ ઘણી મા૦ નિર્મળ છે જેનું મંન. પાવા.
ગરબો ખેલે ચોકમાં મા૦ નવરાત્રી ફેરે દંન. પાવા.
શણગાર સરવે શોભતા મા૦ નારીનાં નવલાં ચીર. પાવા.
ગુણવંતી ગરબે ગઇ મા૦ રાખીને મનશું ધીર. પાવા.
તાળીની ઝડીઓ પડે મા૦ ત્યાં શોભા નૌતમ થાય. પાવા.
કોકીલ શબ્દ સોહામણા મા૦ નવરંગી ગરબા ગાય. પાવા.
તે પળે માતા આવીયાં મા૦ વિજળીના સરખું રૂપ. પાવા.
સુરજ સરખાં શોભતાં મા૦ માએ રૂપ ધર્યું અદ્ભુત. પાવા.
રાણીઓ સા ઝાંખી પડી મા૦ ભાળી તેજતણો અંબાર. પાવા.
સરવે મનમાં ચિંતતી મા૦ આ નવલી તે કોણ નાર. પાવા.
રૂપ સ્વરૂપે આગળી મા૦ જેની કંચન વરણી કાય. પાવા.
મધ્યરાત્રે રાણીઓ પરવરી મા૦ જઇને વિનવીયો રાય. પાવા.
રાણીઓ રાય આગળ કહે મા૦ તમે સુણજો સઘળો સાર. પાવા.
એક રામા સુંદર આવતી મા૦ જ્યાં બાવનમું બજાર. પાવા.
બત્રીસ લક્ષણ આગળી મા૦ તેતો પદ્મિણીનો અવતાર. પાવા.
તેને જોઇ ત્રિભોવન મોહી રહે મા૦ તે આગળ નહિ કો નાર. પાવા.
રાજાને નારી ગમી મા૦ વળી સુરજ થયો પ્રકાશ. પાવા.
તે દિવસ ગયો અતિ દોહલો મા૦ મનડામાં મોટી હામ. પાવા.
વળી રાત પડી દિન આથમ્યો મા૦ ચોઘડીયાં વાગે બ્હાર. પાવા.
ઘેર ઘેરથી સઉકો નીસર્યાં મા૦ ગરબે ગાવા સઉ નાર. પાવા.
રંગ મચ્યો સાહેલડી મા૦ એવામાં આવ્યાં માત. પાવા.
ત્યાં રાણીએ દાસી મોકલી મા૦ રાય આગળ કહી સહુ વાત. પાવા.
ત્યાંથી પતઇ રાવળ ઉઠીયો મા૦ જોવાને નવલી નાર. પાવા.

આવી નિરખી નયનો ભરી મા૦ વિરહ વ્યાપ્યો આખે અંગ. પાવા.
નખ શીખ સુધી નીરખીયાં મા૦ મુરઝાયાં મહીપો રાય. પાવા.
રાજા રંગે મોહી રહ્યો મા૦ નારીશું લાગ્યો નેહ. પાવા.
રમતાં રજની વહી ગઇ મા૦ સહુ વળ્યાં પોતાને ઘેર. પાવા.
ત્યારે માતા ચાલ્યાં એકલાં મા૦ પતાઇએ જાણી પેર. પાવા.
પાપી પૂઠે પરવર્યો મા૦ માતનો ઝાલ્યો હાથ. પાવા.
માગ માગ મુખથી કહ્યું મા૦ એવું મુખથી બોલ્યાં માત. પાવા.
તારું રૂપ વસ્યું હૈયા વિષે મા૦ હું રાખીશ મારે ઘેર. પાવા.
ત્યાં મેહેલ ચણાવું માણેકના મા૦ તેની કોઇ ન જાણે પેર. પાવા.
મારે મહેલે રાણીઓ અતિ ઘણી મા૦ તેમાં પટરાણી આપ. પાવા.
ખાઓ પીઓ ખુશી રહો મા૦ રુડી રાજ સરિખી રીત. પાવા.
ત્યારે કોપ કરીને બોલીયાં મા૦ તારું પ્રગટ્યું રાજા પાપ. પાવા.
તારું રાજ્ય જશે જડમૂળથી મા૦ આવી મળશે તારો કાળ. પાવા.
ચેત ચેત તું અભાગીયા મા૦ ત્યાં રોપ્યો છે રણસ્થંભ. પાવા.
પોઠ ચલાવી પાધરી મા૦ બુઠીઆ દરવાજે બંધ. પાવા.
પોળીએ જઇને પૂછીયું મા૦ શું ભરી છે માંહી રસાળ. પાવા.
ત્યારે બુઠીઓ દરવાન મારીને મા૦ નિકળ્યા મોગલ સૌ બહાર. પાવા.
નાસીને સેવક સંચર્યો મા૦ જઇ પતઇને કહી પેર. પાવા.
જુદ્ધ મચ્યું મહા જોરથી મા૦ ત્યાં થઇ રહ્યો ઉતપાત. પાવા.
ત્યારે એવું દળ સઘળું રહ્યું મા૦ તે જુદ્ધ થયું છે વરસ બાર. પાવા.
લેઇ લશ્કર આગળ થયો મા૦ પછી ભોગીઓ ચંડાળ. પાવા.
લોહી તણી નદીઓ વહી મા૦ ત્યાં વરત્યો હાહાકાર. પાવા.
ત્યારે પતઇ રાવળનું પત ગયું મા૦ ત્યાં જાણી જુગમાં વાત. પાવા.
ત્યારે પતઇ મનમાં સમજીઓ મા૦ મુજ ઉપર કોપ્યાં માત. પાવા.
કરગરતો રાજા ગયો મા૦ કરજોડી લાગ્યો પાય. પાવા.
મુજ ઉપર માતા મેહેર કરો મા૦ દળ સઘળું પાછું જાય. પાવા.

મહાકાળી મનમાં એમ ધરે મા૦ સુખાને આપું સુખ. પાવા.
થા તું અનામી રાજીઓ મા૦ સુખાનું ટાળ્યું દુઃખ. પાવા.
જે ગાય શીખે ને સાંભળે મા૦ તેના માતા પૂરે આશ. પાવા.
મા તું ગુણવંતી કાળિકા મા૦ ગુણ ગાય છે ગોકળદાસ. પાવા.

---

## મહાકાળીનો ગરબો

### ૪૫

મા તું પાવાની પટરાણી કે. કાળી કાળિકારે લોલ,
મા તારે ડુંગરડે ચ્હડવું કે, અતિ ઘણું દોહલુંરે લોલ.
મા તારી પ્રદક્ષણા કરશી કે, વરણન શું કરુંરે લોલ,
વિશ્વામે તપ કરવા બેઠા કે, કેવળ મુનિ થયારે લોલ.
આવું રૂડું ચાંપું ગાંપાનેર કે, ચાટાં ચાદ કારે લોલ,
ત્યાં કાંઇ ગાતાંતાં ગરબા કે, માજી આવીયાંરે લોલ.
રાવજીએ જોડ્યો સાહ્યા હાથ કે, માજી પ્રસન્ન થયાંરે લોલ,
માગ માગ ઘોડાની ઘોડાર કે, હાથી ઝૂલતારે લોલ.
માગ માગ કુટુંબ કુશળક્ષેમ કે, જંજાળ અતિ ઘણુંરે લોલ,
માગ માગ દક્ષિણ સરખો દેશ કે, કિલ્લા અતિ ઘણારે લોલ.
માગ માગ ગુજરાત સરખી ગાદી કે, ભદ્ર બેસણુંરે લોલ,
માગ માગ નવેખંડનાં રાજ્ય કે, ચાંદો સુરજ તપેરે લોલ.
માગું માગું એટલું હું વરદાન કે, મારે મોહોલે પધારીએરે લોલ,
ફટ ફટ પાવાના રાજન કે, એ શું માગીયુંરે લોલ.
આજથી છઠ્ઠે ને છ માસે કે, મૂળ તારું જશેરે લોલ,
એમ કહી માતા થયાં અલોપ કે, પાવો હાથ ઘસી રહ્યોરે લોલ.
મુગલે ચહાવી છે ફોજ કે, પાવાગઢ ઘેરિયોરે લોલ,

દરવાજે ઉભા દરવાન કે, કોઇને પૂછીયું રે લોલ.
રાજાજીએ ખોદાવીયું તળાવ કે, પાણી નવ નિસર્યું રે લોલ.
મુગલે ખોદાવીયું તળાવ કે, જળ દુધે ભર્યું રે લોલ;
માજીનો આવો છે મહિમાય કે, કવિ નવ કહી શકે રે લોલ.

---

૪૬

મેંદી મેંદી શું કરોને મેંદી મોટાં ઝાડ,
એક ડાળું હલાવીએ તો ડાળાં હાલે ચાર. સહીયર મેંદી લેશો રે.
મારી સાસુએ એમ કહ્યું જે વાસીદાં વાળી મેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યું જે કચરો વેરી મેલ. સહીયર.
મારી સાસુએ એમ કહ્યું જે પાણીડાં ભરી મેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યું જે બેડાં ફોડી મેલ. સહીયર.
મારી સાસુએ એમ કહ્યું જે, રાંધણાં રાંધી મેલ;
મેં ભોળીએ એમ સાંભળ્યું જે કલેડાં ફોડી મેલ. સહીયર.

---

૪૭

હાંહાંરે કે ચોરા છોગનિયા, હાંહાંરે કે બેઠક મોટાની;
હાંહાંરે કયા ભાઇ બેઠા છે, હાંહાંરે નવીનભાઇ બેઠા છું,
હાંહાંરે મોડાતી પાન આપે, હાંહાંરે કે આપતાં વાર લાગી;
હાંહાંરે કે સોટીઓ સાત મારી, હાંહાંરે કે ટપલા ત્રણ માર્યા,
હાંહાંરે કે ઠીકા નવ માર્યા, હાંહાંરે કે સાહેબા શા માટે.
હાંહાંરે કે વાંક નથી મારો, હાંહાંરે કે વાંક છે નણદીનો
હાંહાંરે કે તેણે મને મરાવી.

---

૪૮

અચકો મચકો કારેલી,
તમને કયી વહુ ગોરાં ગમશે લાલ, અચકો મચકો કારેલી.
અમને સુમન વહુ ગોરાં ગમશે રાજ. અચકો.
એ ઢીંગલીને શું કરશો રાજ. અચકો.
એ ઢીંગલી કામણગારી રાજ. અચકો.
એને ઉંચી મેડીએ બેસારશું રાજ. અચકો.
એને ટોપલો ધરાણું ઘાલશું રાજ. અચકો.

## બહુચરાજીનો ગરબો

૪૯

બરદાયીરે બહુચર માત, જોવાને જઇએ. ટેક
જોવા જઇએ ને સુખિયાં થઇયે, આરાસુરમાં રહીએરે;
આપ આપણા મનની વિનતી, જઇ બહુચરને કહીએ. જોવાને. ૧
આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢ મહાકાળીરે;
દક્ષિણમાંહે તુલજાભગાની, ચુંવાળ બહુચરબાળી. જોવાને. ૨
માને પારે હવન થાય ને, ચીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ બેઠા ચંડી ભણે ને, માનની મંગળ ગાય. જોવાને. ૩
માને પારે જે કોઇ આવે, તેની પૂરે આશરે;
કર જોડી જન વલ્લભ કહે મા, હું છું તારો દાસ. જોવાને. ૪

૫૦

ગિરધારીરે વાલમ વાત વિચારો, મનમોહન આંખ ન મારો;
મનમોહનરે મૂકો મારગ મા'વા, કેમ રોકો જમુનાં જાવાં. ગિર૦ ટેક

રસિયાજીરે પ્રીત તમારી જાણી, મારી ભાગશે મહીની દોણી;
કહું વિઠ્ઠલરે રહેજો અમથી અળગો, શીદ રસ્તે જાતાં વળગો.
નવ પાલવડો મુજ તાણોરે, જુગતીની રીત ન જાણોરે;
હું જાણું જદુવીર શાણોરે, કહું કેશવરે મૂકો વહાલવા;
કેમ રોકો જુમનાં જાવા. ૧

નહી આપુંરે દાણ દધીનું આજે, નથી લાવી તમારે કાજે;
મૂકો પાલવરે ફાટે ચુંદડી મારી, હું સમજી વાતો તમારી.
મૂકો મહી મારાં ઢોળાશેરે, મારી ચીર ચુંદડી ભીંજાશેરે;
હરિ દાણ હસંતાં થાશેરે, પ્રભુ અમથુંરે ફંદ કરો કેમ આવા;
કેમ રોકો જુમનાં જાવા. ૨

હરિ જાય છેરે સાથ સૈયરનો મારો, મેં જાણ્યો તુને ધુતારો;
નહી સરશેરે અરથ હરિવર અમથું, કહું છું મોહન સાચું તમશું;
નવ કરો નયનનો ચાળોરે, અમો દઈશું જદુવીર ગાળોરે;
લજવાશો કામણગારારે, શામળીઆરે શીખ કહું સમજાવા;
કેમ રોકો જુમનાં જાવા. ૩

નવ અડશોરે મુજને તમે અલબેલા, કહું વચન તો પડશો ઘીલા:
મુખ પલકેરે ચુંબન કરવા કાજે, એવી વાત જવા દો આજે.
મૂકો હાર હૈયેથી તૂટેરે, મારી ચોળીની કસ વછૂટેરે;
વળી મહીનું ગોરસ ફૂટેરે, ગોરધનનારે સ્વામી બનો કેમ આવા:
કેમ રોકો જુમનાં જાવા. ૪

---

પ૧

કહેવા દેને કાન, તારી માને કહેવા દેને કાન. ટેક.
વાહાણાનો વઢવાડ વઢે છે, દિન ઊગમતે ભાણ. તારી. ૧
જ્હીવરાવો તે બીજી નારી, ખરું લોહ્યું ને આરસપહાણ. તારી. ૨

વૃંદાવનની કુંજગલીમાં, લટકું પીપળીયાનું પાન. તારી. ૩
મિરાં કહે પ્રભુ ગિરધર નાગર, વાળ્યાં અમારાં વાન. તારી. ૪

---

## ૫૨

કાન માગ્યો દો, જસોદાજી, કાન માગ્યો દો. ટેક.
આજની રજની રંગભેર રમતા, પ્રભાતે પાછો લો. જસોદાજી.
કલ્લાં કાંબી ને અણુવટ વિંછુવા, હાર હૈયાનો લો. જસોદાજી.
હસ્તિ ઘોડા ને માલ ખજાના, વહેલ સજુતી લો. જસોદાજી.
મિરાં કહે પ્રભુ ગિરધરનાગર, ચરણકમળ ચિત્ત લો. જસોદાજી.

---

## ૫૩

લીધું રે લટકે, મારું મન લીધું રે લટકે. ટેક.
વૃંદાવનમાં વેણુ વગાડે, વાંસ તણે કટકે. મારું.
આતર અંગ કર્યાં ગીરધારી, અમને માર્યાં છે ઝટકે. મારું.
પાટ પીતાંબર હરિએ પહેર્યાં, મોહી હું તો પીળુડે પટકે. મારું.
મિરાંબાઇ કહે પ્રભુ ગિરધરનાગર, ચરણકમળ ચિત્ત અટકે. મારું.

---

## ૫૪

મહી ઢળશે મારું, મોહનલાલ મહી ઢળશે મારું. ટેક
લાખ એ લાખનું માટ નંદાશે, શોભિતું સારું. મો. ૧
તમે વનમાળી ન કરો આળી, અમે વહુવારુ. મો. ૨
ફુલ પડે તેની ચોસર ગુંથે, લોક બોલે અકારું. મો. ૩
મિરાંબાઇ કહે પ્રભુ ગિરધરનાગર ચરણકમળ વારું. મો. ૪

---

# ગોરમાનો ગરબો

## ૫૫

ગોરમા ગણપત લાગું પાય કે, વિધાતાને વીનવુંરે લોલ.
ગોરમા ઘરડોને ભરથાર કે, આપ્યો શું મનેરે લોલ;
ગોરમા ધિક પડયો અવતાર કે, શું કહું હું તનેરે લોલ.
ગોરમા ઋણુસંબંધી મુજ તાત કે, મા મારી પાપિણીરે લોલ;
ગોરમા સંસાર કીવો ઝેર કે, સેજે થઇ સાપણીરે લોલ.
ગોરમા હુ છું નાનું બાળ કે, પિઉ મારો બુઢીયોરે લોલ;
ગોરમા દીઠે પડે છે ફાળ કે, મુરખ એ બુઢીઓરે લોલ.
ગોરમા હું થઇ જોબનવંતી કે, પિઉ ઘરડા થયા લોલ;
ગોરમા હું કરું કોકીલ શબ્દ કે, પિઉ તો સુઇ રહ્યારે લોલ.
ગોરમા મને થયાં ત્રસ સોળ કે, પિઉને એંશી થયાંરે લોલ;
ગોરમા દીઠે જાણું જમ કે, બુધ સઘળી ગઇરે લોલ.
ગોરમા શિયાળાની રાત કે, ઠંડી અતિ ઘણીરે લોલ;
ગોરમા વૃદ્ધ પિઉના જાત કે, દીસે બિહામણીરે લોલ.
ગોરમા રજની રમવા ઇચ્છું કે, આંખુ આંખડીરે લોલ;
ગોરમા ચેન કરંતો બોલે કે, કર ગ્રહી લાકડીરે લોલ.
ગોરમા રજની નીની એક કે, ઉજાગરો આંખડીરે લોલ;
ગોરમા નવરાત્રીના દિન કે, શરદ સોહામણીરે લોલ.
ગોરમા દુખ મ મારા કંથ કે, દિન જાય દોહલારે લોલ;
ગોરમા વિજ્યાદશમી દિન કે, સહુ શણગાર સજેરે લોલ.
ગોરમા મારે ઘરડો કંથ કે, ધીક અવતારનેરે લોલ;
ગોરમા સૌને મ દિવાળી કે, મારે મન હુતાસણીરે લોલ.
ગોરમા ચાર કરમના ભોગ કે, હું નિસાસણીરે લોલ;
ગોરમા રાત દિવસ નવ દેખું કે, જાણું દવ બળેરે લોલ.

ગોરમા મુજ સરખો નર દેખું કે, મન મારું ચળેરે લોલ;
ગોરમા મારા કાળા કેશ કે, એના ધોળા થયારે લોલ.
ગોરમા હું થઇ જોબનવેશ કે, તન મારું બળેરે લોલ;
ગોરમા મોઢે આવે લાળ કે, નેત્રે નીર ઝરેરે લોલ.
ગોરમા હું નવરંગી નાર કે, તન મારું સ્ફુરેરે લોલ;
ગોરમા સેજ બિછાવું પુષ્પ કે, તે દેખી ડરેરે લોલ.
ગોરમા શ્વાસ ઉધરસ ને પીડ કે, પિઉ રોગે ભર્યોરે લોલ;
ગોરમા ભૂષણ પહેરું અંગ કે, વસ્ત્ર બહુ ભાતનાંરે લોલ.
ગોરમા મિથ્યા ગયો અવતાર કે, નારી જાતનોરે લોલ;
ગોરમા શું આપ્યો અવતાર કે, નાગરી નાતમાંરે લોલ.
ગોરમા સુખ ન પામી એક કે, દુ:ખ બહુ ભાતનાંરે લોલ;
ગોરમા જેને જોબન કંથ કે, પુણ્ય કીધાં હશેરે લોલ.
ગોરમા મેં કીધાં બહુ પાપ કે, હું વૃદ્ધની વહુરે લોલ;
ગોરમા પુરુષ ન દીઠો એક કે, પૂરી પ્રીતનોરે લોલ.
ગોરમા શિવજી પૂજી સદાય કે, પામું જોબન ધણીરે લોલ;
ગોરમા મન મારું વ્યાકુળ કે, એનું કેમ ગળ્યુંરે લોલ.
ગોરમા કાંઈ દેજો કંથ કે, ભય ભાગે સહુરે લોલ;
ગોરમા નહોતી સાસુ નણંદ કે, તો જીવતાં દહુંરે લોલ.
ગોરમા પિઉજી આવે ઘેર કે, હું ભમતી ફરુંરે લોલ;
ગોરમા લાવ્યા એકજ વસ્ત્ર કે, હું તો શું કરુંરે લોલ.
ગોરમા દુ:ખનાં ઉગ્યાં ઝાડ કે, મૂક્યાં પાનવારે લોલ;
ગોરમા લોક સાથે કરું હોંશ કે, મા મારી વારતીરે લોલ.
ગોરમા જણતાં દેતી હાંસી કે, વીખ દેઇ મારતીરે લોલ;
ગોરમા પિઉજી પોહોડ્યા બહાર કે, જાણે થાઉં સતીરે લોલ.
ગોરમા હવે મઈ હું સત્ય કે, જે કરમની ગતીરે લોલ;

ગોરમા કર જોડી લાગું પાય કે, સમરથ દેજો પતીરે લોલ;
ગોરમા વિનતી કરૂં છું એક કે, આજ મુકી આંબજોરે લોલ.
ગોરમા સઉને દેજો જોડ કે, માતા કરૂણા કરીને લોલ;
ગોરમા કામી દેજો કંથ કે, વલ્લભ કહે કરગરીરે લોલ.

---

# રેલવે ગાડીનો ગરબો

## ૫૬

ગાડી આવી ગુજરાત, અગનકેરી ગાડીરે આવી;
ગાડી આવી હિંદુસ્તાન, અગન કેરી ગાડીરે આવી.
પાણી છાંટે કામો કામ, છાંટતાં તો ચાળા કરે છે;
દીવા બળે સારી રાત, સિપાઇઓ તો ચોકી કરે છે.
સરસ્વતી સ્વામીને વિનવું, ગણપત લાગું પાય.
ટોપીવાળા તારા રાજમાં, તારું કાકરીયું ફરી બંધાય;
અગનકેરી ગાડીરે આવી.

ગાડી તારાં બેસણાં, ઇંદ્ર તણાં વૈમાન;
આંકડે આંકડો મેળવ્યો, તારો ઘડનારો ચતુરસુજાણ;
અગનકેરી ગાડીરે આવી.

ગાડી આવી ઘંટ વાગીયો, ટીકીટ કરાવા જાય;
ઘડી એકનો વિલંબ પડે, તો તે ટીકીટ વિના અથડાય;
અગનકેરી ગાડીરે આવી.

સ્ટેશન તો આવે ઘણું, બરફી પેંડા વેચાય;
મોટા ઘરની શેઠાણીઓ, તે તો ગાડીમાં બેસી ખાય;
અગનકેરી ગાડીરે આવી.

સ્ટેશન તો ઉચાં ઘણાં, દુર થકી દેખાય;
બાગ વચ્ચે એક બંગલો, તેની શોભાનો નહીં પાર;
અગનકેરી ગાડીરે આવી.

અમદાવાદની દીકરી, મુંબઇ તેનું મોસાળ;
સુરત તેનું સાસરૂં, તેનો ચાંજો સં ક્ષેત્ર જાય;
અમનકેરી ચાલીરે આવી.

---

# ગૌરીવ્રત વિષે

૫૭

( લાવ લાવ સખિ ! એક કાગળ, લખીએ હરિનેરે—એ રાગ )

અમદાવાદ નામે આજ, શહેર છે સારૂંરે;
રાજ્ય કુંપની કેરૂં રાજ, પ્રજાને પ્યારૂંરે. ૧
ચૌટા વચ્ચે માણેકચોક, શોભા છે સારીરે;
વસે લક્ષાપતિ બહુ લોક, વડા વેપારીરે. ૨
નદી સાબરમતી વહે નીર, શહેર સમીપેરે;
દેવતાઓનાં તેને તીર, દેવળ રુડાં દીપેરે. ૩
એવી જુગતીઓ જોતાં અનેક, મને લાગે મીઠુંરે;
પણ અચરત મોટું એક, દ્રષ્ટિએ દીઠુંરે. ૪
તિથિ એકાદશી પહેલે પક્ષ, અસાડી આવેરે;
ત્યારે ગોરપૂજાનું લક્ષ, કુમારિકા લાવેરે. ૫
દિન પાંચ લગી એક અન્ન, મોળું જમે છેરે;
મોટો હર્ષ ધારીને મંન, તે રોજ રમે છેરે. ૬
પૂજે વાવી જવારા ઘેર, ગોર રિઝાવારે;
જાએ પ્રીતે મળી બહુ પેર, નદીએ નહાવારે. ૭
અન્યોઅન્ય કરે ઉન્મત્ત, ભુંડું બકે છેરે;
મધ ગોરપૂજાની વાત, છાની છકે છેરે. ૮
જેવી હોય હોળીની ઘેર, એથી અતિશેરે;
બોલે ભડવાની પુત્રીઓ પેર, દુષ્ટતા દીસેરે. ૯

તેનાં માતપિતા ને ભ્રાત, પુરાં હશે પાજીરે;
જ્યારે સાંભળતાં હશે વાત, થતાં હશે રાજીરે. ૧૦
કોઇ સજ્જન એવી વાત, દેખે એ રીતેરે;
તેની માતપિતાની જાત, પૂછે છે પ્રીતેરે. ૧૧
ત્યારે કેવી વધે છે લાજ, મળે શાબાશીરે;
એવા નિરલજ લોકો આજ, શહેરના વાસીરે. ૧૨
કરું વિનતિ સમાચાર પત્ર, તે શ્રવણે ધરજોરે:
તેનાં નામ લખી સર્વત્ર, જાહેર કરજોરે. ૧૩
ઘણી નિંદાના લખજો શ્લોક, દેખાડજો નીતિરે;
જેથી લાજ પામે તે લોક, તજે એ રીતિરે. ૧૪
હવે કહું છું જોડીને હાથ, વિવેકીને ગમવારે;
એવી નિર્લજ છોડીઓ સાથ, ના જાવું રમવારે. ૧૫
લઇ ગોરપૂજાનું નામ, કામ એ કરવુંરે;
મોટું પાપ ઠરે એ ઠામ, દિલમાં ડરવુંરે. ૧૬
ધરી મોરો હરખ મનમાંહી, વ્રત દિન જે દીરે:
પણ કુટયા રોવાનું કાંઇ, ન કરવું તે દીરે. ૧૭
છોટાપણમાં પડે જે ટેવ, ટળે નહી ટાળીરે;
માટે નીતિ શીખો તતખેવ, બોલો સંભાળીરે. ૧૮
કદી પુરીએ નહી કોઇ કામ, સાહેદી જુઠીરે;
લઇએ પરમેશ્વરનું નામ, પ્રભાતે ઉઠીરે. ૧૯
પતિ માતપિતાની સેવ, કોડે કરી કીજેરે;
જેથી દલપતરામનો દેવ, દીલમાંહિ રીઝેરે. ૨૦

---

૫૮

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવોને.
હું તો તલસું તમારે કાજ, હસીને બોલાવોને. ટેક.
વિલંબ ન કરશો વિઠ્ઠલારે, આવો અમ ઘેર આજ;
પેરપેરનાં પકવાન પડાવું, ત્રિકમ તમારે કાજ. મારા. ૧
મનમાં હતું જે માવજીરે, મુખડે કેમ કહેવાય;
આવી શકો તો આવજોરે, મારું જોતાંમાં જોબન જાય. મારા. ૨
આ જોને આંગણીએ ઉભો, રંગીલો રણછોડ;
રાજેના સ્વામી પ્રભુ અંતરજામી, પુરો મારા મનના કોડ. મારા. ૩

---

૫૯

મને કૃષ્ણ જોયાના કોડ, સૈયર ચાલોરે;
ઉમિયાજીને લાગું પાય, હરિવર આલોરે.
દેરે દેરે દીવા કરુંરે, પૂજું શંકર દેવ;
શામળીયો વર પામવારે, હું તો કરું શંભુજીની સેવ. સૈ૦
ગોકુળની ગોવાલણીરે, હીંડે મલપતી ચાલ;
એના ઉપર મોહન મોહી રહ્યારે, એનું મુખડું તે લાલ ગુલાલ. સૈ૦
સાસુ મારી જસોમતિરે, સાસરો શ્રી નંદલાલ;
કંથ કોડીલો મારો કાનજીરે, મારું સાસરું ગોકુળ ગામ. સૈ૦
કાલિંદીને કાંઠડેરે, નહાતાં નિર્મળ નીર;
વસ્ત્ર તે વિઠલો હરી ગયોરે, હું તો શાનેરે ઢાંકું શરીર. સૈ૦
ગાય શીખે ને સાંભળેરે, રાણી રાધાજીનો રાસ;
નરનારી વૈકુંઠ પામશેરે, ગુણ ગાય નરસૈયો દાસ. સૈ૦

૬૦

કાનો ક્યાં ગયોરે, અહિંયાં કોણુ અમારું બેલી. કાનો૦ ટેક.
બીક ઘણેરી લાગે મુજને, નિંદ્રા નાવે જાશું:
ગિરીવરધારી કુંજ વિહારી, ચરણે એને લાગું. કાનો૦ ૧
શ્રી નારાયણ શ્રી પુરુષોત્તમ, વારે મારી ધાજો;
આ વનમાં અંધારી રાતે, સાહાય આવીને થાજો. કાનો૦ ૨
રૂદન કરતાં રવિ પ્રગટ્યો ને, લાગી તાલાવેલી;
ઘેર જતાં ઘરનાં સૌ પૂછે, ગઇ'તી ક્યાં એકલી ? કાનો૦ ૩
લાલ કસુંબે રંગાઇ તારી, સાડી ચરણાં ચોળી;
વ્રજમાંથી નિંજાઇને આવી, કોણે રંગમાં રોળી ? કાનો૦ ૪
ઉત્તર શો આપીશ તે વારે, એકે દિશા નવ સૂજે;
કોની આગળ કરું વારતા, શરીર થરથર ધ્રૂજે. કાનો૦ ૫
એવામાં એક નારી દીઠી, મહી વેચવાને જાતી:
ઉભી રહે બાઇ મુજ સમ તુજને, હીંડે શું મદમાતી. કાનો૦ ૬
કર જોડી તુજને પૂછું છું, ખબર હોય તો કહેને;
નંદરાયના કુંવરની મુને, ભાળ બતાવી દેને. કાનો૦ ૭
દા બાઇ મેં હમણાં દીઠો'તો, કદમખંડીની પાસે;
મયારામનો પ્રિતમ મુજને, જલદી ભેગો થાશે. કાનો૦ ૮

---

૬૧

વનમાં ભૂલી પડીરે પેલો ક્યાં ગયો કાનુડો. ટેક.
ઝરમર ઝરમર મેહુલો વરસે, પુરણ કરી છે હેલી;
અંધાર વનમાં મુજને મેલી ત્યાં કોણ મારૂં બેલી. વનમાં. ૧
ગોકુળ ગામની ગોવાલણી, સહુ મહી વેચવાને ચાલી;
મારગ મળીયા માવજી, ત્યાં રોકી રાધે પ્યારી. વનમાં. ૨

વાટે મળીઆ વનમાળી, મને રેવા સરખી કીધી;
માથા ઉપરની મહીમટુકો, ઢુળાળીને લીધી. વનમાં. ૩
જસોદાજી એ લાલ તમારો, આડા આવળી ચાલે;
સોળ સહસ ગોપીમાં કાનો, મન માને ત્યાં મા'લે. વનમાં. ૪
આગળ પાછળ મહેલ તમારા, વચમાં અમારી મેડી;
અગાસીમાં અલબેલે રમતાં, સાન કરી શીદ તેડી. વનમાં. ૫
મોર મુગટ ને કાને કુંડળ, ફરતો વગાડે તાળી;
આગળ પાછળ ગોપી નાચે, વચ્ચે વર વનમાળી. વનમાં. ૬
ભમરી ખાતાં ભૂધરજીએ, એવી માયા કીધી;
હરિવર અંતર્ધાન થયા, એક સખી સંગાથે લીધી. વનમાં. ૭
પુરુષોત્તમને પગલે પગલે, જોતી જોતી જાઉં;
નારાયણના દરશન વિણ હું, આકુળ વ્યાકુળ થાઉં. વનમાં. ૮
જોતામાં એક અબળા દીઠી, તેને પૂછી વાત;
રાધા કહે અભિમાન આવ્યું, ત્યારે તજ્યો અમ સાથ. વનમાં. ૯
ઝાડે ઝાડે જોતી ચાલું, જોઈને ઝાલું હાથ;
તમાશ જાણી ત્રિકમજીએ, પ્રેમે ભીડી બાથ. વનમાં. ૧૦
વૃંદાવનની કુંજ ગલીમાં, મળીયાં રાધે પ્યારી;
મયારામના પ્રિતમ મળતાં, ગેળ અમારી વાળી. વનમાં. ૧૧

---

૬૨

ગિરધર લાલજીરે, મારી ગાવલડી સંભાળો. ટેક.
સાંજ પડે સંભાળી લાવો, આડે રહી દોવરાવો;
દુધ ભાતમાં સાકર ભેળું, ખાણુ કરવા આવો. ગિર૦ ૧
ન્હાણાને પોહોરે વહેલા ઉઠી, ઘેર ગમોણું સાંવટું;
ઘી લાવણીમાં લેઇ લીંબાકુ, આંક બોળીને આવા. ગિર૦ ૨

ઘરમાં નથી કોઇ નાનું મોટું. કોઇની બીક ન ધરીએ;
એક રાતવાસો આવો તો. બોલાચાલી કરીએ. ગિર૦ ૩
ગોવાળીયાને ગર્વ કહો શો, જ્યાં તેડે ત્યાં જઇએ;
નરસૈયાનો સ્વામી મળે તો, સૌ વાતે સુખીયાં થઇએ. ગિર૦ ૪

## વડોદરાનો ગરબો

૬૩

ધન ધનરે વડોદરું શહેર, રૂપે રંગીલું. ટેક
રૂપે રંગે છેલ છબીલું. અલબેલું અપારરે;
વડોદરાનું વર્ણન કરતાં, સુણજો નર ને નાર. રૂપે. ૧
બહારપરાંની વસ્તી ભારી, શોભાનો નહીં પારરે;
વર્ણન કરતાં વરસજ વીતે, પરાં બાર બજાર. રૂપે. ૨
આકુતપરૂ અડાણિયું, ને કાળુપુરમાં ગૌખાનુંરે;
ફોગટીયા સઉ ફતેપરામાં, દેવાળીયાનું ઠેકાણું. રૂપે. ૩
સરસીયાની પાગાજ ઉપર, જેઠીનો અખાડોરે;
અષ્ટભૂજા અલબેલી ઉભાં, પાછળ ગોસાંઇવાડો. રૂપે. ૪
સરસનાથ છે સામી પોળે, વાયડા વાડી ત્યાંયરે;
અજબ તળાવની પાળે થઇને, ચાલ્યા અગડમાં જાય. રૂપે. ૫
લાલ દરવાજે બંબાખાનું, વાંદરીયો બુરજરે;
મીયાં મહમદની વાડી જાણે, ઝળકી રહ્યો સુરજ. રૂપે. ૬
હાથીયાખાણુને દરવાજે, કાંઇ હડીલો હનુમાનરે;
સમતળાવની પાળ ઉપર, રામેશ્વર ભગવાન. રૂપે. ૭
ઘોડ્યા દરવાજે થઇને, સીંધવાએ જવાયરે;
[illegible] સામી, ચોખંડી કહેવાય. રૂપે. ૮

મરદાબારીએ થઈને આવ્યા, કરવ રુડું કાજરે;
લકડપીઠું મદનનો ઝાંપો, ગોસાંઈજી મહારાજ. રૂપે. ૯
સિદ્ધનાથનાં દરશન કીધાં, આવી ઉંચી પોળરે;
ચોરને બેઠા ગરદન મારે, બેસાણા ભાગોળ. રૂપે. ૧૦
બડું પરું છે બાલાજીનું, ડાંડીયું બજારરે;
સકરકુઈને ઝાંપે રૂડો, લાલ નામ સરદાર. રૂપે. ૧૧
આનંદપરામાં આવીયાં ને, રાવપરાને ઝાંપેરે;
દાન દક્ષણા રુડી થાએ, ગણુપતરાવ ત્યાં આપે. રૂપે. ૧૨
ઉભી બજારની શોભા સારી, આવી ખારીવાવરે;
સૈન્યારૂપ છે રંગે રૂડું, સુરસાગર તળાવ. રૂપે. ૧૩
વડી વાડી થીને કાંટે, નાગરવાડો વિખ્યાતરે;
આદિતવારે દરશન કીજે, બેડી બહુચર માત. રૂપે. ૧૪
ઉભે ચોકે લીમડો બજારે, રૂડી શોભા થાયરે;
મૃદંગ વાગે નારી નાચે, ઝીણું કંઠે ગાય. રૂપે. ૧૫
નિન્નમપરૂ ભૂતડીને ઝાંપે, રોકડીયા હનુમાનરે;
સુરસાગર ગૌઘાટને દરવાજે, ત્રણુજ છે કમાન. રૂપે. ૧૬
શહેરની સરવે રચના દીઠી, શોભાનો નહી પારરે:
હાથી ઘોડા પાલખીઓ ને, વાંકડીયા અસ્વાર. રૂપે. ૧૭
ચારે દિશાનાં ચારે ચૌટાં, વચ્ચે માંડવી ચોકરે;
ઉંચાં મેહેલ મેડી ને અટારી, છજાં ઝરૂખા ને ગોખ. રૂપે. ૧૮
માંડવીને કમાન ચોપાસે, ચતુર કરે વેપારરે;
કાછીઆ દુકાનો માંડે, ઉભી હાથી હાર. રૂપે. ૧૯
ચોપટ જોવા ચારે રસ્તા, સરખા સરખી ઓળરે;
પાણીને દરવાજે બેઠા, વાઘ કરે કલ્લોલ. રૂપે. ૨૦
રાજે તળાવની સુંદર શોભા, જોતામાં મન મોહેરે;
નારી સહુ જળ ભરવા જાએ, નૌતમ રચના હોયે. રૂપે. ૨૧

રામપરો દરવાજો કહીએ, દેરૂં છે અનંતુભારે;
પરમેશ્વરનાં દરશન કરતાં, જાય જન્મનાં દુખ. રૂપે. ૨૨
લહેરીપુરાની લેહેર સહુથી, શોભા છે ભરપૂરરે;
સુરસાગર રતનાગર જેવું, વાગે અતુ રણતુર. રૂપે. ૨૩
ચોથો દરવાજો ચાંપાનેરી, સરસીયાની વાટરે;
વિસ્તારીને વર્ણન કીધું, ચોકપોળને હાટ. રૂપે. ૨૪
નગર નિરખ્યાં મન હરખ્યું, પ્રભુ થાય પ્રસનરે;
નરસીંહજીની પોળમાં, નરહરિનાં થાય દરશન. રૂપે. ૨૫
રાજ રાજે રણછોડજીને, મહાલક્ષ્મી સુખ માતરે;
ગોરધનનાથ ને બળદેવજી, ચાલો પુંડરીકનાથ. રૂપે. ૨૬
બલખતખાનું જનાનખાનું, દીવાનખાનું પાસરે;
ધરમનગુી તો ધ્વજા ફરે છે, ઉંચા મેહેલ અવાસ. રૂપે. ૨૭
કારીગરી છે કચેરીમાં, જાત જાતના રંગરે;
ગૌતમ નારી નાચ કરે છે, કોમળ તેનાં અંગ. રૂપે. ૨૮
તરેહવારનું ટંકારખાનું, ગોવિંદરાવનો મહેલરે;
ગાયકવાડના રાજ આગળ, શોભા સઘળી સ્હેલ. રૂપે. ૨૯
દાદાસાહેબ ને નાનાસાહેબ, બાબાસાહેબ મહારાજરે;
ગણપતરાવ ઘણું જીવજોને, અખંડ રહો આ રાજ. રૂપે. ૩૦
લાડ મોઢ શ્રીગોડ નાગર, દશા વીસા વણીકરે;
સોની સાળવી સુતાર છીપા, દરજી ઠીકઠીક. રૂપે. ૩૧
પુના સતારા મુંબઇ જોયું, પૂર્વ પશ્ચિમ દેશરે;
ઉત્તરમાં ઉદેપુર જોયું, પૃથ્વીના નરેશ. રૂપે. ૩૨
બુંદીકોટ દીઠું દીલ્હી ને, ગઢ ગીરના ગીરનારરે;
સુરત ને અમદાવાદ જોયું, ડબ્બુ કિલ્લો ધાર. રૂપે. ૩૩
બલિહારી જાઉં વડોદરાને, ધન ધન નર ને નારરે;
વીરક્ષેત્ર જેણે જોયું નહી, તેનો એળે ગયો અવતાર. રૂપે. ૩૪

૮૯

રાધા—તમે અજાણ્યા અમે જાણીએરે,
માર‍ો પાલવડો નવ તાણીએરે,
તમે સમજી મન માંહ્યરે,
શામળીયાં વાલા રહો વેગળારે. તમે વાલા૦ ૧

શ્રીકૃષ્ણ—નારી શું સમજાવે મુજનેરે,
હું તો નહીંરે જવા દઊં તુજનેરે,
તારી મરડીને રાખ શું માંહ્યરે,
મહીયારી રાધા દે દાણશુંરે, તમે રાધા૦ ૨

રાધા—અલ્યા બાંહ્ય શું મરડે વીઠલારે,
મેં તો તુજ સરિખા ઘણા દીઠલારે,
કપરૂં છે કંસનું રાજરે, શામળીઆ૦ ૩

શ્રીકૃષ્ણ—નારી કંસ થકી શું થાય છેરે,
એવા કંઇ આવે ને કંઇ જાય છેરે,
તારા ઉરના ઉતારીશ હારરે. મહીયારી૦ ૪

રાધા—અલ્યા હાર હૈયાનો તૂટશેરે,
મારી મહીની મટુકી ફૂટશેરે,
ઘેર સાસુડી દેશે ગાળરે, શામળીઆ૦ ૫

શ્રીકૃષ્ણ—નારી ગાળને આળ તે નહી મ્હડેરે,
જેનું લેણું હોયે તે તો લડેરે,
એમાં દાણ મેલ્યાં કેમ જાયરે. મહીયારી૦ ૬

રાધા—અલ્યા દાણી તે કંઇનો કા'વીયોરે,
મથુરાંથી ગોકુળમાં આવીયોરે,
ચારી નંદ તણે ઘેર ગાયરે. શામળીયા૦ ૭

શ્રીકૃષ્ણ—નારી ગાય ચારીમાં શી લાજ છેરે,
એતો પોત પોતાનું કાજ છેરે,
તેનાં મેણલીયાં નવ હોયરે. મહીયારી૦ ૮

રાધા—અલ્યા મેણાં માણસને લાગે ઘણુંરે,
સુણી વહનાં હોયે ક્યાં એ જાણુંરે,
તને નિરલજને નહી લાજરે. શામળીયા૦ ૯

શ્રીકૃષ્ણ—નારી લાજે તે કાજ નવ સરેરે,
અહીંયાં બીક તે તું કોની ધરેરે,
આવ મળીયે આપણ જણ બેયરે. મહીયારી૦ ૧૦

રાધા—એવું નિર્લજ માં બોલ શામળારે,
તારા ઉરના ઉતારીશ આંબળારે,
મૂકો મૂકોને અમારો હાથરે. શામળીયા૦ ૧૧

શ્રીકૃષ્ણ—નારી હાથ ન મેલું તાહરોરે,
અહીંયાં અમલ ચાલે છે માહરોરે,
માટે દાણના દે કડા મેલરે. મહીયારી૦ ૧૨

રાધા—અલ્યા નંદ બાવાનો તું છોકરોરે,
તારી પાસે નથી પૈસો રોકડોરે;
આવડો કેમ મત્સર હોયરે. શામળીયા૦ ૧૩

શ્રીકૃષ્ણ—નારી ભખુભાનની તું છે કરીરે,
તારી પાસે નથી પૈ રોકડીરે,
આવડું કેમ અભિમાન હોયરે. મહીયારી૦ ૧૪

રાધા—હુંતો વિનતી કરૂં છું ક્યારનીરે,
સ્વામી રૂગનાથના હારી તમ બહીરે,
મહીનું તે દાણ નવ હોયરે. શામળીયા૦ ૧૫

૬૦

ગોપી—અલ્યા કાનજી તું ક્યારનો ઘેલો થયો જો.
તું તો ઘેલું માગે છે દાણજો;
મહીની મટુકી મારી ફૂટશેજો;
ગોરસની થાશે હાણજો. ઘેલું શું બોલે ગોવાળીયા જો. ૧
અલ્યા નવ જાણીશ કોઇ બાપડાજો,
કોઇ મળશે માયા કરી નારજો;
મારગ મૂકીને રહે વેગળોજો,
મારા કંસને થાશે જાણજો. ઘેલું૦ ૨
કૃષ્ણ—તારો કંસ કબુદ્ધિ નર શું કરેજો,
મારી સંગે છે સઘળો સાથજો;
આવી દહાડી તે દાણ ચેરી જતીજો,
ઘણે દહાડે આવી મારે હાથજો,
ઓછી તું જાત આહીરની જો.
ગોપી—અલ્યા હાથની તે હાંશ રખે રાખતોજો.
હાથે ચારી જાણે છે ગાયજો;
પાલવ મૂકીને રહે વેગળોજો,
મારા વ્રજમાં થાશે જાણજો. ઘેલું૦ ૪
કૃષ્ણ—અલી વ્રજમાં વસીને વેર વાળશુંજો,
રખે રાખતી હૈયામાં હામજો;
નંદજીના નામ પ્રતાપથીજો,
હું તો છેદું તારા કંસનો ઠામજો. ઓછી૦ ૫
ગોપી—અલ્યા કંસે કર્યું તે કેમ વીસરેજો,
ભાઇ હણ્યા પોતાના ત્યાંયજો;
નાસીને છુટયો હાડકાજો,
આવી ઉછર્યો છે વ્રજ માંયજો. ઘેલું૦ ૬

કૃષ્ણ—નારી વ્રજમાં વસીને વેર વાળશુંજો,
તું તો જોજે અમારાં કામજો;
અવનીનો ભાર ઉતારવા જો,
ધર્યું નંદકુંવર ઘેર નામજો. ઓઢી૦

ગોપી—અલ્યા સાચું કહેતામાં દુઃખ લાગશેજો.
પેટ માટે ચારે છે ગાય જો;
તું આવડો મોટેરો એમાં થયોજો.
તુને કોઇએ ન આપી કન્યાયજો. મેલું૦

કૃષ્ણ—અલી આહીરની કન્યા અમે શું વરૂંજો,
અમો સદા કહેવાયા બ્રહ્મચારજો;
તું રખે પરણાયો પાડતીજો,
તું તો ધાબળીની ઓઢનારજો. ઓઢી૦

ગોપી—અલ્યા લાખ ટકાની મારી લોબડીજો,
હીરા જાંડત્ર મારો છે હારજો;
આછી પટોળી મારે પેરણુંજો,
તું તો કામળીનો ઓઢનારજો. મેલું૦ ૧

કૃષ્ણ—જેનો બ્રહ્માએ તાણો તાણીયોજો,
એનો શંકર સરખો વણનારજો;
તેરે ઓઢણુ મારે કામળોજો,
તેનો શેષ ન પામે પારજો. ઓઢી૦ ૧

ગોપી—અલ્યા શેષ સરખું તન તાહરૂંજો,
અમો ચંપકવરણી નારજો;
અલ્યા કાયા કનકને વેર વણુંજો,
તું તો પશુ તણો પિંઢારજો. મેલું૦ ૧

કૃષ્ણ—તું શાને નિસરી મહી વેચવાજો,
આછી બેસી રહેજે ઘર માંયજો;

દોલત ઘણી છે તારા બાપનીજે,
તું શાને આવે અહીંયાંયજે. ઓઢી૦ ૧૩

ગોપી—આ વાટે સદા મહી વેચતીજે,
જઇ પૂછો જસોદા માયજે,
બાંધી મુઠી તે સવા લાખનીજે,
ઉઘાડીએ તો પત જાય જે. પેહું૦ ૧૪

કૃષ્ણ—અલી ઘણી ઇચ્છા છે મહી ચાખવાજે,
મીઠી મેળવણીનો સ્વાદજે;
ફીકું પડશે તો પાછું આપશું જે,
તું શાને કરે વિવાદજે. ઓઢી૦ ૧૫

ગોપી—અલ્યા ગોરસ તણું હોણ ગણું જે,
જેટલું પીએ એટલું પાતજે;
વચને વેર બાંધ્યું તેં ઘણુંજે,
કદી મન મેળાવો થાત જે, પેહું૦ ૧૬

કૃષ્ણ—અમે દાણને મસે શું ફુલીએજે,
તું તો ઘણી દીસે છે રિસાળજે;
હસીને તાળી લે હાથમાં જે,
તું પ્રીત ધરીને રસ આપજે. ઓઢી૦ ૧૭

ગોપી—અલ્યા માગ્યાં મુક્તાફળ પામીએજે,
હઠ કરે મળે નહી એકજે;
લાજ નહી તુને લાડકાજે,
મન આણને કંઇ વિવેકજે. પેહું૦ ૧૮

કૃષ્ણ—અલી વિવેક ઘણો છે મન માહરેજે,
જવા નહીં દઉં નીરધારજે;
આપ્યા વિના કેમ છુટશોજે.
તારા મનમાં તું વિચારજે. ઓઢી૦ ૧૯

ગોપી—તારા મનતો વિચાર મેં જાણીઓજો,
    હઠ શાને કરો છો આંય જો;
    મનમાં મન મળી ગયું જો,
    જેમ સાકર ભળે દૂધ માંયજો. ઘેલું૦ ૨
કૃષ્ણ—મીઠાં વચન તારાં માનુની જો,
    તારા સાકર સરખા બોલજો;
    હું પ્રીતનો બાંધ્યો અહીં કને જો,
    આ આપું તમોને કોલ જો. ઓછી૦ ૨
ગોપી—રાઢ ભાગી ને રસ વાધીયો જો,
    ગોવાલણી લાગી પાય જો;
    નંદજીના કુંવર કૃપાળને જો,
    ઉલટ તો અંગે ન માયજો. ઘેલું૦ ૨
    જે કોઇ ગાય શીખે ને સાંભળે જો,
    તે ફરી ના આવે ગર્ભવાસજો:
    દાણલીલા દીનાનાથની જો,
    ગુણ ગાય રતનીયો દાસજો. ઘેલું૦ ૨

---

૯૧

શ્રીકૃષ્ણ-ઉંચી ને અલબેલડી, સાંભળાને કહું વાત;
    વૃંદાવનને મારગ જાતાં, કોણ છે તારી સાથ,
    ઉભી રહે વ્રજની નારીરે, પૂછું પરણી કે કુંવારીરે;
    આંજ્યા વિના આંખડી કાળીરે, બાજુબંધ બેરખાવાળીરે.
રાધા—સાથવાળા તેને ઘેર બેઠી, તારે શી પડપૂછ;
    મારગ મૂકી રહે વેગળો, તારે મોઢે નથી મૂછ,
    ચાલ્યો જા પાંસરી વાટેરે, આપું નંદરાયને માટે,
    તું તો આતો કાનુડો દાણીરે, પાઉં તને પાંકડે પાણીરે.

કૃષ્ણ—શી છે તારી જાતડી, કીયું છે તારૂં ગામ;
કોણ છે તારાં માતપિતા, શું છે તારૂં નામ. ઉભી.

રાધા—આહીરની અમો જાતડી, ગોકુળ મારૂં ગામ;
વૃખભાનની હું બેટડી, રાધા છે મારૂં નામ. ચાલ્યો.

કૃષ્ણ—બોલતી નો'તી ને બોલવા શીખી, આવડું બોલી આજ;
વૃંદાવનમાં નિત્ય ફરે, તુજને તે શાની લાજ. ઉભી.

રાધા—લાજવાળા છો તે હું જાણું, ઢાંકી રાખો આપ;
વૃંદાવનનો મારગ રોકી, નિત્ય તપાસો લાગ. ચાલ્યો.

કૃષ્ણ—ઝાઝાં રાખે મેઢકાં, ઝાઝી રાખે ગાય;
છાશ પીને મોટી થઇ, ભરવાડની જાત કહેવાય. ઉભી.

રાધા—ગોકુળથી આવી ગોવાલણી, મથુરાંથી આવ્યો કાન;
મારગમાં એકઠાં થયાં, તું તો શાનું માગે છે દાણ. ચાલ્યો.

કૃષ્ણ—ગોકુળની ગોવાલણી, મથુરાંને મારગ જાય;
આડો કાન ફરી વળ્યો, તારો પ્રીતે પાલવ સાય. ઉભી,

રાધા—અમો બેટી વૃખભાનની, રાધા મારૂં નામ;
દાણ લેવાની ગરજ હોય તો, આવજે ગોકુળ ગામ. ચાલ્યો.

કૃષ્ણ—નંદબાવાનો હું નાનડિયો, કાનજી નામ પ્રમાણ;
દાણ લીધા વિના જાવા દેઉં તો, નંદબાવાની આણ. ઉભી.

રાધા—આણ તો માનું કંસની, બીજી ન માનું કોય;
નવ નંદ મારે નેસડે વસે, તારો નંદ તે કોણ જ હોય. ચાલ્યો.

કૃષ્ણ—કંસ તારો તે કોણ છે, મેં વશ કીધો સહુ ઠામ;
વિચારીને બોલજ નારી, શુદ્ધ ગઇ કે સાન. ઉભી.

રાધા—શુદ્ધ ગઇ નથી માહરી, તારી ગઇ જેમ હોય;
સાંભળ છૈયા નંદના, તારે મન વિચારીને જોય. ચાલ્યો.

કૃષ્ણ—મનમાંહે તું શું વિચારે રાધા, દાણ લેવાનો સહી;
તારી માને શું કહીયે, તને વેચવા મોકલી અહીં. ઉભી.

રાધા—આવોને ગોપીના વાલા, સાંભળ કહું તે વેણ;
તારી માને શું કહીએ, તારી પાસે ચરાવે ધેન. ચાલ્યો.
કૃષ્ણ—મેણું મેણાં કરતી રહેજે, મહીયારી મદમાતી;
છાશ પીને દાંડા કાઢે, રંગે થઇ છે રાતી. ઉભો.
રાધા—કાનજી કાળા ના કર ચાળા, મોરલીયોવાળા;
અડધી રાતે શું નાઠા, તમો ભરીને ઉચાળા. ચાલ્યો.
કૃષ્ણ—દાણના દોકડા લેઇશું રોકડા, બીજી ના કર વાત;
તારે મારે ઝગડો થશે, ફોડીશ મહીનાં માટ. ઉભી.
રાધા—દાણના દોકડા આપીશ રોકડા, બીજું ન આવે આળ;
દાણ લીધામાં શું સમજે, તું નાનું સરખું બાળ. ચાલ્યો.
કૃષ્ણ—મહીયારી તું મદની માતી, હું નાનું સરખું બાળ;
બાળપણું તુજને દેખાડું, થાવા દે સંધ્યાકાળ. ઉભી.
રાધા—સંધ્યાકાળે તું શું બતાવે, સાંભળ કાળા કાન;
મહી વેચીને આવતાં, હું આપીશ તારૂં દાણ. ચાલ્યો.
કૃષ્ણ—તું રંગીલી રૂપની રૂડી, હું છબીલો કાન;
મહી ખપે કે ન ખપે, તું આપની મારાં દાણ. ઉભી.
રાધા—મહીનાં દાણ ના હોય મોહન, મનમાં સમજો પેર;
મહી પીવાનો ખપ હોય તો, હરિ આવજો મારે ઘેર. ચાલ્યો.
કૃષ્ણ—ક્યારની મેણાં દઇ રહી છે, કીધાં અદકાં વેર;
હેત કરી તું આપવા આવે, હવે લાગે તે કડવાં ઝેર. ઉભી.
રાધા—કહો તો હરિ ઘેર લાવું, કહો તો પાઉં આંબ;
હિમાના સ્વામી શામળા, તમો મનમાં ન લાવશો કાંય.
આવો આવો નંદના છૈયા, તમે ગોકુળના મહીયારે;
વાતનો વિચારીને કહીયે, મારગથી અળગા રહીયેરે.

---

૯૨

કૃષ્ણ—ધુતારી ઘુમટાવાળીરે, આંજ્યા વિના આંખડી કાળીરે
જાઓ ક્યાં આપ્યા પાખીરે, રાધાને રોકી રાખીરે.
વદતાં વાયે વ્હાણુંરે, સહુએને વાજ આણ્યુંરે—ટેક.
ઉંચી ને અલબેલડીરે, મુખ ઘણું ગુમાન;
જોબનીયાનું જોર ઘણું, હું ઉતારૂં અભિમાન. ધુતારી.
રાધા—નાનડી વયમાં નામજ કાઢ્યું, લોક કરે વખાણ;
મોં ખાયે ને આંખડી લાજે, માંહે માંહે શું દાણ.
ચાલોને પાધરી વાટે રે, સાંખુ છું નંદને માટેરે.
કૃષ્ણ—આ ગોકુળમાં વસે ઘણીરે, મોટી જાત આહીર;
વહેવારની વાતે લજ્જા શાની, દીસે વદકણુની પીર. ધુતારી.
રાધા—પાધરી વાટે તે લડેરે, જેને હોયે બે બાપ;
દાણની શું તેં મહોર કરાવી, કંસે કીધી શું છાપ. ચાલ્યો.
કૃષ્ણ—છાપ તો તારો બાપ કરાવે, રાંકડો વૃષભાન;
અમો કુંવર નંદજીતણા, કોની નવ માનું આણ. ધુતારી.
રાધા—સમજી બોલો શ્યામ વહાલા, લોક સાથે શી રાડ;
ભીખ માગીને પેટ ભરો તો, પરમેશ્વરનો પાડ. ચાલ્યો.
કૃષ્ણ—ગોપી ગાળ દીધો અદકેરી, છે જોરાવરનો પોરો;
ભીખ માગ્યાની પેર કહું, તું કાન ઘરની ઓરો. ધુતારી.
રાધા—કાન ધર્યાનું કામકાજ શું છે, સમજ્યાં મનની વાત;
એવો કો દેખતી નથી જે, મને અડાડે હાથ. ચાલ્યો.
કૃષ્ણ—જો આવે રાણી ઇંદ્રાણી, તો મૂકી જાએ માન;
તારૂં સર્વસ્વ લેઉં સુંદરી, તો નામ ધરાવું કાન. ધુતારી.
રાધા—તું ૭ વરસનો છોકરો ચોરી પીધો છાશ;
સર્વસ્વ આપું શામળા, તું આવે જો મુજ પાસ. ચાલ્યો.

કૃષ્ણ—હું મદમાતી આહીરડી છું, નિપટ નાનું બાળ;
  બાળપણુ દેખાડશું, થવા દેની સંધ્યાકાળ. ધુતારી.
રાધા—સંવાદ કરતાં દિવસ વીત્યો, અબળા આકળી થાય;
  પ્રેમાનંદના પ્રભુ જાવા દીજે, ગોપિકા લાગે પાય. ચાલ્યો.

---

૯૩

આજની ઘડીરે રળિયામણી,
હાંરે મારા વાલાજી આવ્યાની વધામણીજીરે. આજની૦ ટેક.
હાંરે સોહાગણુ પૂરોની સાથીયા,
હાંરે ઘેર મલપતા આવે તે હરિ હાથીયાજીરે. આજની૦ ૧
હાંરે સખી આલેરા વાંસ અણાવીએ,
હાંરે મારા વાલાજીના મંડપ રચાવીએજીરે. આજની૦ ૨
હાંરે સોહાગણુ ચાર તેડાવીએ,
હાંરે મારા વાલાજીને મોતીડે વધાવીએજીરે. આજની૦ ૩
હાંરે સોહાગણુ મળશે જે ઘડી,
હાંરે મારા પ્રભુજી પધારે તે ઘડીજીરે. આજની૦ ૪
હરિ રસ મીઠડાથી અતિ મીઠડા,
મેહેતા નરસૈયાનો સ્વામી કોઇએ દીઠડા હોજીરે. આજની૦ ૫

---

૯૪

હાંરે દાણ માગેરે દાણુ માગે,
હાંરે તારી મીઠડીના બોલ બાણુ વાગેરે. દાણુ માગે.
હાંરે કાન કીયા મુલકનો સુબો,
હાંરે મારા મારગ વચ્ચે ઉભોરે. દાણુ માગે.
હાંરે કાન કીયા મુલકનો રસીયો,

હાંરે મારા મારગ વચ્ચે વસીયોરે. દાણ માગે.
હાંરે કાન કીયા મુલકનો દાણી,
હાંરે મારી નવરંગ ચુંદડી તાણીરે. દાણ માગે.
હાંરે કાન કીયા મુલકનો મેહેતો,
હાંરે મારા મારગ વચમાં રહેતોરે. દાણ માગે.
હાંરે કાન જળ જમુનાને આરે,
હાંરે એમાં કોણ જીતે ને કોણ હારેરે. દાણ માગે.
હાંરે કાન નથી સાકર નથી મેવા;
હાંરે ખાટી છાશમાં શું આવ્યો લેવારે. દાણ માગે.
હાંરે મેહેતા નરસૈના સ્વામીને વારી,
હાંરે ગૌ ગોવાળીયામાં ચારીરે. દાણ માગે.

---

## ગોવાળીયાનાં હારિયાં

### ૯૫

દુધ પીયો જવા દો અમને, શાને રોકો છો વન;
એકલડી વન કેમ રહું, ધ્રુજે છે મારૂં તન. દુધ૦ ટેક.
કુમળી આંગળી મરડાશે, મૂકોની મારો હાથ;
હું આવી આગળ થકી, પૂઠે આવે સૈયર સાથ. દુધ૦ ૧
દિવસે પરણ્યા પિયુ સાથે, ઉભા રહ્યું નવ જાય;
નંદજીના સમ અળગા રહો તો, પરણુ કેમ બોલાય. દુધ૦ ૨
પિયુ મારો ચતુર નથી તે, શું જાણે ઓઅની રીત;
તેથી હું બીહું નહી, જે પુરૂષ કેવી પ્રીત. દુધ૦ ૩
જે રસ જેણે ચાખ્યો નહીરે, તે શું જાણે નેહ;
નેન નચાવો છો ઘણાં, હું બીહું નહી કાંઇ તેહ. દુધ૦ ૪
તમ સરખી હોય તેને વાહો, મૂકોની મારો હાથ;

બાળપણે એવું કરો જે, આગળ વાધે લાજ. દુખ૦ ૫
કાલ પિતા પરણાવશેરે, ઉત્તમ સુંદીર નાર;
પરનારે ઘર વસે નહી, એ વેદનો વહેવાર. દુખ૦ ૬
સુખ ટળે શરીરનું જે, કોઇશુ લાગે મન;
ચિંતવ્યું તો નવ પામીએ, અતિ દોહેલો દુરિજન. દુખ૦ ૭
ચતુર હશે તે જાણશેરે, ચતુરાઇની પેર;
મેં મન તમારૂં ઓળખ્યું, અવસરે આવજો ઘેર. દુખ૦ ૮
મારગમાં ન બોલાવીએરે, આવતા દેખે લોક;
બ્રાહ્મણ પ્રભુ રૂગનાથજી, ભુંડાં આળ ચડાવે લોક. દુખ૦ ૯

---

## ૯૬

જાઓ નંદના ગોવાળીયા, તું શેનું માગે દાણ;
જો તું આવીશ ઢુંકડો તો, કંસરાયની આણ. જાઓ૦ ટેક.
ઘેર જઇ પૂછ માતનેરે, છાશ વેચંતી કાલ;
દાણી થઇ વનમાં રહ્યો, કેની શીખ્યો તું ચાલ. જાઓ૦ ૧
માથા ઉપર પાઘડી ને, અણિયાળાં લોચન;
કરમાં કાળી કામળી, કાં વદે મીઠાં વચન. જાઓ૦ ૨
અંગ માં મોડીશ આવડું તું, રાખજે તારો ભાર;
ચંચળ ચાળા કાના કાળા, હું તે તારી નહી નાર. જાઓ૦ ૩
મેં તને નિરમળ સાંભળ્યોરે, વસતો વૃંદાવન;
ભરમે ભોળી ના જાણતો, અતિ કઠણ છે મારૂં મન. જાઓ૦ ૪
પાધરે મારગ ચાલીયેરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ; બ્રાહ્મણ પ્રભુ રૂગનાથ. જાઓ૦ ૫

---

૯૭

ઉભી રહે આહેરડી, તું બોલતી વાંકા બોલ;
તારી આંખડી તે મેં ઓળખીરે, અવર નહી કોની તોલ. ઉભી૦ ટેક૦
મારગે છોડી અંબોડલોરે, હીંડતી મોડામોડ;
શેરી જોઇને ચાલીએ રે, ઘેર કંથ સારો હોય. ઉભી૦ ૧
સતી સાસું ન ભાળીએરે, નીચું જોઇને ચાલ;
પરપુરુષથી વેગળી રહે, તેની આંખડલી ઓળખાય. ઉભી૦ ૨
દાણ લાગે આ કામનુંરે, અહીં નથી કંસનો લાગ;
વણ પ્રીછે આવે નહી, આવે તો મારો ભાગ. ઉભી૦ ૩
આવતાં આવી કામની, હું જે માગું તે આપ;
ભાલણ પ્રભુ રઘનાથજી, અંતર આશી થાપ. ઉભી૦ ૪

---

૯૮

ઓરો આવરે આહીરડા, મેં જાત તારી જાણી. ટેક.
જુલમ કરો છો જોરાવરરે, કંસરાયને કહીશું;
નિત્ય ઉઠીને દુઃખ દોછો, તારું ગોકુળ મૂકીને જઇશું. ઓરો૦ ૧
અમે દાસી નંદરાયનારે, મન માને તે લઇશું;
કહેજે તારા કંસરાયનેરે, અમે ઉત્તર દઇશું. ઓરો૦ ૨
તું સરખા મારે ઘેર ઘણારે, આમને પાસે પાણી;
તારું બોલ્યું સાંખ્યું હું તો, નંદનો કુંવર જાણી. ઓરો૦ ૩
પાધરે મારગ ચાલીએરે, ગોવાળીયાની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રઘનાથ. ઓરો૦ ૪

---

૯૯

છબીલા નંદનારે, તારી ચાલમાં ચટકાળો;
ગોરા આહીરનારે, તારા મુખમાં મટકા જો. ટેક.
ચટકો તારી ચાલમાં, પાવડીએ ઠુંગરકોર;
ઘુમક ઘુમક ઘુઘરી બાજે, નેનમાં નાચે મોર. છબીલા૦ ૧
તાણીને બાંધે પાઘડીરે, ઝળકતો મૂકે તોર;
શેરીએ લડથડતો હીંડે, મુખ મોરલી ઘનઘોર. છબીલા૦ ૨
મુખ બતાવીને ચિત્ત ચોર્યાં, જાણે હસમાં હોર;
ભાલણ પ્રભુ રૂગનાથજી મારા, ચિત્તડાના ચોર. છબીલા૦ ૩

---

૧૦૦

અખુઆન કેરી બેટી, રાણી રાધા છે મારૂં નામ;
દધી તણો જો ખપ કરો તો, આવજો ગોકુળગામ. અખુ૦ ટેક.
લંપટ સંપટ નાથજીરે, કપટી કાળા કાન;
દધી તણું જો દાણ લેશો તો, કંસને થાશે જાણ. અખુ૦ ૧
વૃંદાવનની વાટમાં તમે, શાને રોકો છો ઘાટ;
તારી માના તો આવડું મોટું, લેતી મહીનું માટ. અખુ૦ ૨
રાધા તો દાણ નહી આપેરે, તમારૂં શું જોર;
પિતા મારો જો જાણશે તો, કરશે પાધરા દોર. અખુ૦ ૩
સીધે મારગ ચાલીએરે, ગોવાળીઆની સાથ;
છેલપણું નવ કીજીએ, ભાલણ પ્રભુ રૂગનાથ. અખુ૦ ૪

---

૧૦૧

શિખ સાસુજી દે છે રે, વહુજી રહો ઢંગે,
આવડા શા આસંગેરે, સામળીઆની સંગે. ૧

વાટે ને ઘાટેરે, વળગો એ વાતે;
કહ્યું કોઇનું ન માનું રે, દીઠું મારી જાતે. ૨
વહુવારૂ માણસરે, કામાં બહુ થાશો માં;
જળ ભરવા એકલાંરે, હવે પછી જાશો માં. ૩
આલબેલો આ શેરીએરે, આવે વહુ તમ માટે;
તમો એહને કાજેરે, જાઓ જમુના ઘાટે. ૪
ચતુરાઇઓ તમારીરે, સરવ હું સમજું છું;
કો દહાડો નથી કહેતીરે, આજે મુખે ભાખું છું. ૫
સાસરીઆમાં રહેવું રે, ત્યારે એમ નવ કરીએ;
તમો તો થયાં નિર્લજરે, અમો લાજી મરીએ. ૬
હું તો મોઢે કહું છું રે, બોકો પુંઠળ કહે છે;
આડોશીપાડોશીરે, મસે મહેણાં દે છે. ૭
વિવેક વાત કરતાં રે, વહુજી દુઃખ નવ ધરશો;
દયાના પ્રભુ કેરીરે, સંગત હવે નવ કરશો. ૮

---

## ૧૦૨

એવાં વચન સુણીને રે. વદ્યાં વળતાં વહુજી;
ગંગાજળ સરખાંરે, હો સાંભળો સાસુજી. ૧
જેના મનમાં જેવું રે, તેવું તે તો દેખે;
સારાંને નરતાંરે, પોતા સરખાં પેખે. ૨
કહો છો તેવાં હોશોરે, ત્યારે એમ સુઝે છે;
દોષ પ્રભુમાં શો દીઠોરે, જેને જગ પૂજે છે. ૩
હવે વાંક ન મારોરે, કહું છું કથા પુંઠી;
એમાં કોઇ નથી સાચુ રે, એ ગત સહવે જુઠી. ૪
જેમ પુંઠે ભમું હું રે, નચાવી નાચું છું;

તેમ પૂંઠ ન મૂકીરે, ત્યારે જાણ્યો સાચું છે. ૫
હવે તો નિત્ય જઈશું રે, ગાયગોવાળીની સંગે:
વૃંદાવનના ઘાટેરે, સદા રમીશું રંગે. ૬
મન ભાવે તો બોલજોરે, સહેવાશે તો સહેજો:
ચાલે તેમ કરજોરે, ગમે તેવું વદજો. ૭
તમારા કહ્યા ઉપરરે, જાણો નિશ્ચે કરવું:
દયાનો પ્રભુ ભજવોરે, ક્રોધથી નવ કરવું. ૮

---

## ૧૦૩

ઉગ્યો ઉગ્યો શરદપુનમનો ચંદજો,
અજવાળાં આવ્યાંરે સખિ! મારા ચોકમાં.
દાદા મારા મોટેરાં ઘર જોજો જો,
મોટેરાં ઘરમાંરે મહા સુખ પામીએ.
દાદા મારા સસરા સવાદીઆ જોજો જો,
સાસુજી જોજોરે બહુ ભૂખ ળવાં.
દાદા મારા જેઠ જોગી જોજો જો,
જેઠાણી જોજોરે અમ સમ જોડલાં.
દાદા મારા દિયર દીવડો જોજો જો,
દેરાણી જોજોરે, પાણીડાંની હારમાં.
દાદા મારા નણદલ કદી ના જોશો જો,
નિત્યે રે ઉઠીને મેણલાં બોલશે.

---

## ૧૦૪

નીચી પડીને નમસ્કાર કરું છું મારાં ડુંગરવાળાં દેવીરે;
આરાસુરમાં પ્રણામ કહેજો, હે ઝોગાળાં અંબારે!
પેતળ લોટા જળેરે ભરાવું, દાતણની બિડે આવોરે. નીચી૦

ત્રાંબા તે કુંડીઓ જળેરે ભરાવું, નાવણની મિષે આવોરે. નીચી૦
ચિનાઇ તે પ્યાલા તેલેરે ભરાવું, મરદનની મિષે આવોરે. નીચી૦
સેવ સુંવાળી લાવશીરે, ભોજનની મિષે આવોરે. નીચી૦
લવિંગ સોપારી એલચીરે, મુખવાસ ની મિષે આવોરે. નીચી૦
સાવ સોનાનાં સોગઠાંરે, રમતની મિષે આવોરે. નીચી૦
સાગ સીસમનો ઢોલીઓરે, પોઢણની મિષે આવોરે. નીચી૦

૧૦૫

વનમાં હિંચોળા બંધાવો, મારી અંબાજીરે.
ત્યાંતો હરજી બેઠા હીંચે, મારી અંબાજીરે.
માતા જસોદા ઘુમડી ઘાલે, મારી અંબાજીરે.
ઘુમડી ઘાલતાં પૂછ્યું, મારી અંબાજીરે.
તમારે કયો સહીયરનો સાથ? મારી અંબાજીરે.
અમારે અંબા સહીયરનો સાથ, મારી અંબાજીરે.
અંબા વાઘની અસ્વારી, મારી અંબાજીરે.
વનમાં૦ ત્યાંતો૦ માતા૦ ઘુમડી૦
તમારે કયી સહીયરનો સાથ? મારી અંબાજીરે.
અમારે બહુચર સહીયરનો સાથ, મારી અંબાજીરે.
બહુચર કુકડાની અસ્વારી, મારી અંબાજીરે.
વનમાં૦ ત્યાંતો૦ માતા૦ ઘુમડી૦
તમારે કયી સહીયરનો સાથ? મારી અંબાજીરે.
અમારે કાળકા સહીયરનો સાથ, મારી અંબાજીરે.
કાળકા કાળે ઘોડે આવે મારી અંબાજીરે.
વનમાં૦ ત્યાંતો૦ માતા૦ ઘુમડી૦
તમારે કયી સહીયરનો સાથ? મારી અંબાજીરે.
અમારે વેરાઇ સહીયરનો સાથ, મારી અંબાજીરે.
વેરાઇ વ્હેલે બેસી આવે, મારી અંબાજીરે. વનમાં૦

એમ કરી ચાર બ્હેનો મળીયાં, મારી અંબાજીરે.
ચારે વાવલડી ખોદાવી, મારી અંબાજીરે.
વાવનાં પાણી અમૃત સરખાં, મારી અંબાજીરે.
માના હાથમાં છે લોટા, મારી અંબાજીરે.
માના સેવક થાય છે મોટા, મારી અંબાજીરે.

---

૧૦૬

સોના રૂપાની મારી દ્વારકાંરે,
લખ આવે લખ જાય, વાંકા વનમાળીરે.
વાંકી માથાની પાઘડીરે,
વાંકી તમારી ચાલ, વાંકા વનમાળીરે.
પ્રભુજી તે મારે ઘેર પરોણુલારે,
શાં શાં દાતણ દઇશ. વાંકા વનમાળીરે.
આવળ બાવળ ને બોરડીરે,
દાડમ દાતણુ દઇશ, વાંકા વનમાળીરે,
પ્રભુજી તે મારે ઘેર પરોણુલારે,
શાં શાં નાવણ દઇશ, વાંકા વનમાળીરે.
તાંબા તે કુંડીઓ જળે ભરીરે,
હીરકોરી ધોતી દઇશ, વાંકા વનમાળીરે.
પ્રભુજી તે મારે ઘેર પરોણુલારે,
શાં શાં ભોજન દઇશ, વાંકા વનમાળીરે.
સેવ સુંવાળી લાવશીરે,
ખવરીનાં ઘી પીરસીશ, વાંકા વનમાળીરે.
પ્રભુજી તે મારે ઘેર પરોણુલારે,
શા શા મુખવાસ દઇશ, વાંકા વનમાળીરે.

લવિંગ, સોપારી, એલચીરે,
પાનનાં બીડાં દઈશ, વાંકા વનમાળીરે.
પ્રભુજી તે મારે ઘેર પરોણલારે,
શી શી રમત દઈશ, વાંકા વનમાળીરે.
સાવ સોનાનાં સોગઠાંરે,
રૂપાના પાસા દઈશ, વાંકા વનમાળીરે.
પ્રભુજી તે મારે ઘેર પરોણલારે,
શાં શાં પોઢણ દઈશ, વાંકા વનમાળીરે.
સાગ, સીસમનો ઢોલીઓરે,
મશરૂની તળાઈ દઈશ. વાંકા વનમાળીરે.

---

## મીસરી

૧૦૭

આઠ કુવા ને નવ વાવડીજી, સોળ સોળ પાણીયારી હાર. હો મીસરી૦
સરખી સૈયર પાણી સાંચર્યાંજી, કાંઠડે ઉભો કાન. હો મીસરી૦
નીચી પડીને ઘડો મેં ભર્યોજી, તુટી મારી કમખા કસ. હો મીસરી૦
સાસુજી મેણાં બોલશેજી, નણદલ દેશે ગાળ. હો મીસરી૦
દેરાણી જેઠાણી મેણાં બોલશેજી, ઘેર મારે શોકયનું સાલ. હો મીસરી૦
ગામના દરજીડા વીરા વિનવુંજી, ટાંકો મારી કમખા કસ. હો મીસરી૦
ટાંકે ટાંકને ઘમર ઘુઘરાજી, હૈડે લખજે મોર. હો મીસરી૦
ઘમઘમ વાગે ઘમર ઘુઘરાજી, ટહુકે ટહુકે મોર. હો મીસરી૦
પાધરનાં ખેતર ખેડીઆંજી, વાવી મનોહર જાર. હો મીસરી૦
ડીંચણ સમો જાર બાજરોજી, માથોડું મારો ધાય. હો મીસરી૦
નીચે કુવે રાણો રાજીયોજી, ઉંચે કુવે રજપુત. હો મીસરી૦
નીચેથી પડયો રાણો રાજીયોજી, ઉંચેથી પડયો રજપુત. હો મીસરી૦

પડયો રાણો રાજીયોજી, ઘણી ખમ્મા રજપુત. હો મીસ૦
ે ઘેર સદાવરતજી, સાળુઓ ભૂખ્યો જાય. હો મીસરી૦
દાદા તારું સદાવરતજી, સાળુઓ ભૂખ્યો જાય. હો મીસરી૦
ે ઘેર તળાવડીજી, સાળુઓ તરસ્યો જાય. હો મીસરી૦
દાદા તારી તળાવડીજી, સાળુઓ તરસ્યો જાય. હો મીસરી૦
બાવળનો રેંટીયોજી, ખરા લોઢાની તરાક. હો મીસરી૦
ારી છેલ પાતળીજી, પુણીયો લાલ ગુલાલ. હો મીસરી૦
હોય તો બેડીએજી, પાથર બેડયાં કેમ જાય ? હો મીસરી૦
ા હોય તો વાંચીયેજી, કરમ વાંચ્યાં કેમ જાય ? હો મીસરી૦
હોય તો ગાળીયેજી, સમુદર ગાળ્યા કેમ જાય ? હો મીસરી૦
હોય તો પરખીયેજી, પિયુ પરખ્યો કેમ જાય ? હો મીસરી૦

---

## ૧૦૮

રૂપાની મારી ઢાંકણી ને, કાંઇ ભમ્મરીયાળી ભાતરે;
એ કોડી ઢાંકણી ને, કાંઇ વહુ કાઢયાં વનવાસરે.
જતા વટેમાર્ગું, વીરા સંદેશો લઇ જાવરે;
બાપાને જઇ એટલું કહેજે, તારી દીકરી વનવાસ વેંઠેરે.
બપોરે મારા બાપા આવ્યા, સવાસો ઘોડા લાવ્યારે.
વેવાઇઓ, લ્યો વેવાણો, મારી દીકરીનાં મેણાં ભાગોરે.
રા ઘોડાને શું કરું, મારાં ભવનાં રાચ ભાગ્યાંરે.
સોના૦ સાસુએ૦ વાટે૦
। માતાને જઇ એટલું કહેજો, તારી દીકરી વનવાસ વેંઠેરે.
બપોરે મારી માતા આવ્યાં, સવાસો માફા લાવ્યાં રે.
વેવાઇઓ લ્યો વેવાણો, મારી દીકરીનાં મેણાં ભાગોરે.
રા માફાને શું કરું, મારાં ભવનાં રાચ ભાગ્યાંરે.
સોના૦ સાસુએ૦ વાટે૦

મારા વીરાને જઇ એટલું કહેજો, તારી બ્હેની વનવાસ વેઠેરે.
ખરા બપોરે મારા વીરા આવ્યા, સવાસો હાથી લાવ્યારે.
લ્યો વેવાઇઓ, લ્યો વેવાણો, મારી બ્હેનીનાં મેણાં ભાંગોરે.
તમારા હાથીને શું કરું, મારાં ભવનાં રાચ ભાગ્યાંરે.
સોના૦ સાસુએ૦ વાટે૦

મારી ભાભીને જઇ એટલું કહેજો, તારી નણંદ વનવાસ વેઠેરે.
ખરા બપોરે મારાં ભાભી આવ્યાં, સવાસો ભેંસો લાવ્યાંરે.
લ્યો વેવાઇઓ, લ્યો વેવાણો, મારી નણુદીનાં મેણાં ભાગોરે.
તમારી ભેંસોને શું કરું, મારાં ભવનાં રાચ ભાગ્યાંરે.
સોના૦ સાસુએ૦ વાટે૦

મારી બેનીને જઇ એટલું કહેજો, તારી બેન વનવાસ વેઠેરે.
ખરા બપોરે મારી બેની આવ્યાં, સવાસો ચુંદડીઓ લાવ્યાંરે.
લ્યો વેવાઇઓ, લ્યો વેવાણો, મારી બેનીનાં મેણાં ભાગોરે.
તમારી ચુંદડીઓને શું કરું, મારાં ભવનાં રાચ ભાગ્યાંરે.
સોના૦ સાસુએ૦ વાટે૦

મારા બનેવીને જઇ એટલું કહેજો, તમારી સાળી વનવાસ વેઠેરે.
ખરા બપોરે મારા બનેવી આવ્યા, સવાસો ઢાંકણીઓ લાવ્યારે.
લ્યો વેવાઇઓ, લ્યો વેવાણો, મારી સાળીનાં મેણાં ભાગોરે.
ભલે આવ્યા મારી વહુના બનેવી, મારાં ભવનાં રાચ લાવ્યારે.
સોના૦ સાસુએ૦ વાટે૦

---

## ચુંદડીઓની ગરબીઓ

૧૦૯

રસિયાજી મુજને અમારી ચુંદડી,
જાવા શી જીવણુ જળ ભરવા કાજજો;

સખી કહેશે વારો ક્યાં લાગી આવડી,
મોટી મોહન લોકડીઆંની લાજજો. રસિયાજી० १
ઘેરો છો મુજને જાણીને એકલી,
પાછળ આવે સૈયરોનો સાથજો;
મનસુબો મનનો હું તો જાણી ગઇ,
એમ કર્યે નટવર નહી આવે હાથજો. રસિયાજી० २
દુરિજન કંઇ જઇ કહેશે મારા કંથને,
રસિયા! તેને રીસ ઘણી છે મંનજો;
સાસુડી મુજનેરે બહુ સંતાપશે,
નણુદી મુજને કહેશે કઠણ વચંનજો. રસિયાજી० ३
એવી તે વિદ્યા કેણેરે શીખવી,
નિત્ય છિડીને આવડો શો ઉધમાતજો;
મોટપણે મોટમ કંઇએ આવી નહી,
છેલ તમારી ના ગઇ છોકરવાદજો. રસિયાજી० ४
આઘા રહો મને અડશો માં અલબેલડા!
આળ કરો તે સાંખે બીજી નારજો;
શાણા થઇને વળગો છો શા કારણે,
હું નહીં રાખું કાંઇ તમારો આરજો. રસિયાજી० ५
ઘેર જઇ અમે કહીશું તમારી માતને,
મુજ સાથે ના બોલો વાંકુ વેણજો;
પાતળીયા પાલવરે મૂકો માહરો,
ઉર ઉપર શા માટે નચવો નેણજો. રસિયાજી० ६
આજ પછી તમ સાથે હું બોલું નહી,
ઢંગ તમારા જાણ્યા જાદવરાયજો;
શું કરીએ શામળીયા હું સાચું કહું,
તમ માટે મુજ મનડું આતુર થાયજો. રસિયાજી० ७

તમ સ્વારથ સૌ સફળ થશે મન રીઝવે,
નવ જાણો કંઇ પ્રીત કર્યાની રીતજો;
શું સમજો મારી જાણો છો ગાવડી,
ઘણી કઠણ છે પરશુ કરવી પ્રીતજો. રસિયાજી૦ ૮
મન દીઠા વિણ કોઇને ના બોલાવીએ,
માણુસ માંહી જાય પોતાનો તોલજો;
આગળથી ચર્ચારે જોઇએ તે તણી,
ત્યાર પછી મન ગમતાં કહીએ વેણજો. રસિયાજી૦ ૯
આતુરતા તમ કરતાં અમને છે ઘણી,
લાજ થકી તમ મુખડે ના કહેવાયજો;
પ્રાણ ગયે પણ પ્રીત કદી ના મૂકીયે,
મારગ વચ્ચે રોકેથી શું થાયજો. રસિયાજી૦ ૧૦
વાલાજી વાર્યું તે કરીયે માહરું,
કયી વારની કહું છું જોડી હાથજો;
ચારગડો મૂકીનેરે અળગા રહો,
કર જોડીને વિનતી કરે રૂગનાથજો. રસિયાજી૦ ૧૧

---

૧૯૦

કાન કાળારે, મારી ચુંદડીના ચોર,
છૈયા નંદનારે, મારા કાળજાની કોર. ટેક૦
ચુંદડી ચોરીરે, પ્રભુ કદમ ચડયા,
સાહેલીમાંથીરે, મારી નજરે પડયા. કાન૦ ૧
અજબ તરેહની ચુંદડી ને માંહી ઝાઝો રંગ,
વેગળા રહો વરણાગીયા મારું શ્યામ થાશે અંગ. કાન૦ ૨
લાખ ટકાની ચુંદડી ને છૂટે ઝાઝા રંગ,
શ્રીકૃષ્ણજી લાડ લડાવે તેમાં શાનો પાડ. કાન૦ ૩

ચુંદડી આપો તો પ્રભુ પાયે લાગુ રે;
નરસૈયાના સ્વામી પાસે માન માગુ રે. કાન૦ ૪

૧૧૧

કૃષ્ણ બોલ્યા રે નિકળ જળથી તું બહાર,
આપું ચુંદડી તે લેને એ રાધા નાર. ટેક૦
ચીરનાં વખાણ કરે માલ નથી એમાં,
નગ્ન થઇ જળમાં નાહી દંડ લીધો તેમાં. કૃષ્ણ૦ ૧
ચુંદડી તારીનો ખપ નથી મારે,
સહુ સખી બહાર આવો હ્યોને અત્યારે. કૃષ્ણ૦ ૨
સહુ સખીએ વિચાર કર્યો જાવું હવે ઘેર,
કૃષ્ણ કેરું કહ્યું માની કરીયે એવી પેર. કૃષ્ણ૦ ૩
હારી સહુ બહાર આવ્યાં દેઇને બેઉ હાથ,
ચીર આપી આશા પૂરી નરસઇયાને નાથ. કૃષ્ણ૦ ૪

## નંદજીનો ગરબો

૧૧૨

તમેરે નંદજી ગોકુળ સંચરોરે, ઉતરવો જુમનાંજીનો ઘાટજો;
મારી માને નહી હોય ગોઠતુંરે, જસોદા જોતાં હશે બહુ વાટજો. તમે૦ ૧
ન કરે માતપિતા તે તમે કર્યુંરે, અમને બહુ લડાવ્યાં લાડજો;
અમને નાનેથી મોટાં કર્યાંરે, તેના શા શા માનું પાડજો. તમે૦ ૨
મારી બે પચરંગી લાકડીરે, વાઇતી વનમાં વેણુ રસાળજો;
તેને તમે સંભારીને મૂકજોરે, રખે લેઇ જાતા ગોવાળજો. તમે૦ ૩
મારી સહુ ગોરી ગાવડીરે, તેને તમે હાથ ફેરવી જોજોજો,
કહે રૂગનાથના સ્વામી નંદનેરે, અમપર કરુણા દ્રષ્ટે જોજોજો. તમે૦ ૪

૧૧૩

નયણે નીર ને નંદજી બોલીયારે, અમથી એકલડા ન જવાયજો;
વાટડી જોતાં ને રોતાં હશેરે, કાનજી ત્યાંય તમારી માયજો. નયણે.
હું તો વારીશ મારા મનનેરે, તમારી માનાં મન કયમ રહેશેજો;
માટે ગોવિંદ ગોકુળ આવજોરે, દુરિજન મેણલીયાં બહુ દેશેજો. નયણે.
કહો કોણ વૃંદાવન ગઉ ચારશેરે, સાંજે કોણ આવશે ઘેરજો;
હસતાં વાણલીયે કોણ ઉઠશેરે, કહો કોણ જાણે તમારી પેરજો. નયણે.
કુંવર કોને લાડ લડાવશુંરે, કોને વળગાડીશું દામીજો;
કોને જમાડીને જમશુંરે, કહોને રૂગનાથના સ્વામીજી. નયણે.

૧૧૪

જસોદા પુછે પિઉને પ્રેમશુરે, નંદજી ઉત્તર મુખ ના આલેજો;
મુખથી બોલે પણ બોલાય નહીંરે, લાલના બોલડીયા બહુ સાલેજો.
કારણ કહોને મારા કંથજીરે, કુંવરને કયાં મેલીને આવ્યાજો;
સર્વસ્વ સોંપ્યાં વસુદેવનેરે, દુઃખના મેરુ કયાંથી લાવ્યાજો.
આપણે મિત્રાઇ વસુદેવનેરે, આપણે કર્યાનું હતું વેરજો:
આવી આપણા સુતને બોળવ્યોરે, તેને રાખ્યો પોતાને ઘેરજો;
કહો કંથજી ત્યાં તમે નવ બોલીયારે, આપણે બોયો આપણો છોરો જો.
એ રૂગનાથના સ્વામી ગોવાળીએરે, અમપર નજર પણ ના જોડીજો.

૧૧૫

વ્રજમાં વ્રજ વનિતા વાતો કરેરે, મોહનજી મથુરાંમાં રહ્યા જો;
જઇને નંદને ગોકુળ મોકલ્યારે. વિઠ્ઠલ વસુદેવના થયા જો. વ્રજમાં૦ ૧
અહીંના સુખમાં ગાયો ચારતીરે, બીજું આહિરડાંમાં રહેવુંજો;
ત્યાં સહુ પુછીને વાતો કરેરે, મથુરાં નગરીમાં શું કહેવુંજો. વ્રજમાં૦ ૨
મથુરાં નગરી હરિને મન વસીરે, બીજું કંસરાયનું રાજજો;
લક્ષ્મી દેખીને લલચાઇ ગયારે, માટે ગોકુળ કીધું તાજજો. વ્રજમાં૦ ૩

એ મુરત મનોહર શામળોરે, રાજવી સૌને લાગે મીઠોજે;
એ રૂગનાથનો સ્વામી ગોવાળીયોરે, ત્યાંતો રાજા થઇને બેઠોજે. વ્રજમાં૦ ૪

---

૧૧૬

| | |
|---|---|
| મારૂં સોનાનું છે બેડુંરે, | છેલ છબીલા છોગાળા. |
| મારી રૂપાની ઉઢાણીરે, | છેલ છબીલા૦ |
| હું તો સરોવર પાણી ગઇતીરે, | છેલ છબીલા૦ |
| મને કાજે બળદે મારીરે, | છેલ છબીલા૦ |
| મારા આછા સાળુ ફાટયારે, | છેલ છબીલા૦ |
| એ ગોકુળ ગામના દરજીરે, | છેલ છબીલા૦ |
| મારા આછા સાળુ સાંધોરે, | છેલ છબીલા૦ |
| મારી સાસુ ન જાણે સીવ્યારે, | છેલ છબીલા૦ |
| મારી નણંદ ન જાણે ઓટયારે, | છેલ છબીલા૦ |
| મારી જેઠાણી ન જાણે ટાંકયારે, | છેલ છબીલા૦ |
| તારો સાંધવાનો સવૈયોરે, | છેલ છબીલા૦ |
| તારા ઓટયાનો રૂપૈયોરે, | છેલ છબીલા૦ |

---

## ચંદ્રાવળીની ગરબી

૧૧૭

માથે મટુકી ને મહીડાંની ગોળી, મહીડાં વેચે ચંદ્રાવળીરે;
વેચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહો રહ્યોરે;
મેલો મેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર સસરો રિસાળવારે;
તમારા સસરાને બીજી વહુવારૂ આણી આપું, તમથી ઘુંઘટ
તાણે આહીરારે. માથે. ૧

ચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
લો મેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર સાસુ રિસાળવાંરે;
મારી સાસુને બીજી વહુવારૂ આણી આપું, તમથી પાયે
પડે અદકેરાંરે. માથે. ૨
ચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
લો મેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર જેઠ રિસાળવાંરે;
મારા જેઠને બીજી ભોજાઇ આણી આપું, તમથી ઘુંઘટ
તાણે આઘેરાંરે. માથે. ૩
ચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
લો મેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર દીયર રિસાળવાંરે;
મારા દીયરને બીજી ભોજાઇ આણી આપું, તમથી હોળી
ખેલે અદકેરાંરે. માથે. ૪
ચંતી વેચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહ્યોરે;
લો મેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર નણદી રિસાળવાંરે;
મારી નણદીને બીજી ભોજાઇ આણી આપું, તમથી માથાં
ગૂંથે અદકેરાંરે. માથે. ૫
ડવે વચને ગોપીકા એમ બોલે, મેલો મારો પાલવ નિરલજરે;
રિજન દેખે તમો નહી લાજો, છાતી ધડુકે માહરીરે. માથે. ૬
ાય ન સમજે છોગાળો છબીલો, પાલવ સાહી ઉભો રહ્યોરે;
ીર કાઢી ચંદ્રાવળી નાઠા, કાનુડો હાથ ઘસી રહ્યોરે. માથે. ૭

---

## ઉંદર વિષે

૧૧૮

દર કેર કરે છે રે, દુઃખડાં કોને કહેવા જઇએ;
અમને નિત્ય નડે છેરે, ઘરમાં કયમ કરીને રહીએ. ટેક.

ઘર મધ્યેથી દોડી આવે, બિછાના પર બેસે;
ફૂંકી ફૂંકી ચાંચજ મારે, ના ખબર તેની રહે છે. ઉંદર. ૧
ચાર પહોરની રજની માંહે, એક ઘડી નવ જંપે;
નિદ્રામાંથી જાગી ઝબકી, તવ મારી કાયા કંપે. ઉંદર. ૨
પોથી પુસ્તક કાપી નાંખ્યાં, બાકી ન રાખ્યું એક;
ઝાલી ઝાલી થાકી ગયો, પાર ન આવ્યો છેક. ઉંદર. ૩
ધોતી પોતી કાપી ખાધી; દોરી કાપી આખી;
અબોટીયું અંગરખું કાપ્યું, તેના સુરજ સાખી. ઉંદર. ૪
જળ પીવાનું બોટી ગયા ને, તેલ ઢોળી દીધું;
બરણીમાં બાકી રહ્યું તે, સરવે મળીને પીધું. ઉંદર. ૫
ચુંચું ચુંચું ચીસો પાડી, લીંડી ઝાઝી પાડે;
ઢંઢોળીને હાલે ત્યારે, દોટો ઝાઝી કાઢે. ઉંદર. ૬
ગણપતિની ચોથ કહિયે, અમે કરતાં નથી ચૂકયા;
લસલસતા લાડુ કરીને, ઉંદર મામાને મૂકયા. ઉંદર. ૭
દીવો જો બળતો રાખું તો, દીવેટ તાણી જાયે;
એમ કરીને ઉંઘી ગયા તો, લંકા જેવું થાયે. ઉંદર. ૮
જે દિવસના ગામ ગયા'તા, તે દિવસના ઘરમાં પડીયા;
કોટ પેટી કાપી ખાધી, એ રીતે અમને નડીયા. ઉંદર. ૯
પાંજરાં મૂકી મૂકી થાક્યો, તોયે ઝલ્યા નવ ખૂટે;
ખાવાનું ઉઘાડી નાંખી, જાણે ગોળનું ગાડું લુંટે. ઉંદર. ૧૦
એ જીવને શું હવે કરીએ, મને રીસ ગઇ છે વ્યાપી;
માળા મારી ફેરવવાની, ગૌમુખી સુદ્ધાં કાપી. ઉંદર. ૧૧
નિત્ય નિત્ય દુઃખડાં અમને દે છે. ક્યાં જઇએ અમે નાસી;
ભક્ત પીતાંબર એમ કહે, એને મળજો વાઘની માસી. ઉંદર. ૧૨

# વીંછી વિષે ગરબી

## ૧૧૯

અરરર માડીરે છાણાં તે વીણવા ગઈતી, મા૦ વીં૦
અરરર માડીરે સોબત સહીની થઈતી, મા૦ વીં૦
અરરર માડીરે છાનોમાનો લપાયો, મા૦ વીં૦
અરરર માડીરે વાંકા વળી ડંખ માર્યો, મા૦ વીં૦
અરરર માડીરે નાસતાં તેને ભાળ્યો. મા૦ વીં૦
અરરર માડીરે આ શી લેહેરો આવી. મા૦ વીં૦
અરરર માડીરે સહીયર તેડી લાવી, મા૦ વીં૦
અરરર માડીરે સસરાને તેડાવો, મા૦ વીં૦
અરરર માડીરે પડદા તો બંધાવો, મા૦ વીં૦
અરરર માડીરે સસરા અહીંયાં આવે, મા૦ વીં૦
અરરર માડીરે ગાડી બેસવા લાવે, મા૦ વીં૦
અરરર માડીરે મુજને લઈને ચાલો, મા૦ વીં૦
અરરર માડીરે વીંછુડો ઉતરાવો, મા૦ વીં૦
અરરર માડીરે વીંછુડે વેર વાળ્યાં, મા૦ વીં૦
અરરર માડીરે હરખ હૈયાના ટાળ્યા, મા૦ વીં૦
અરરર માડીરે ભોજનીઆં ના ભાવે, મા૦ વીં૦
અરરર માડીરે સુતાં નિંદ્રા ન આવે, મા૦ વીં૦
અરરર માડીરે ઓરડામાં ઢોલીયા ઢળાવો, મા૦ વીં૦
અરરર માડીરે પરણ્યાને બોલાવો, મા૦ વીં૦
અરરર માડીરે શીરો ને કસાર કરાવો, મા૦ વીં૦
અરરર માડીરે પરણ્યો કોળીયા ખવરાવે, મા૦ વીં૦
અરરર માડીરે વીંછીની વેદના ભારી, મા૦ વીં૦
અરરર માડીરે દુનીયાં રહી છે હારી, મા૦ વીં૦

અરરર માડીરે વીસી તે સહુ જાણી, મા૦ વીં૦
અરરર માડીરે ગાયું તેમે ટાણે, મા૦ વીં૦
અરરર માડીરે ચતુએ ચિત્ત ચાહી, મા૦ વીં૦
અરરર માડીરે ગરબી રસિક ગાઇ, મા૦ વીં૦

---

## માંકણની ગરબી

### ૧૨૦

માંકણ કરડે છે, માંકણે માંડ્યો ઉતપાત, માંકણ કરડે છે;
હવે કોને કહીયે વાત, માંકણ કરડે છે.
હવે કયાં જઇ રહીયે રાત, માંકણ કરડે છે. ટેક.
માંકણ ચાંચડ જૂ જતીને, માર્યાનું બહુ પાપરે;
અડધી રાતે ભગવંત સભર્યા, માંકણને પરતાપ. માંકણ
નવી વહુને માંકણ કરડયા, કરડયા સારી રાતરે;
ખાટલે પાસાં ઘસી ઘસીને, બરડે પાડી ભાત. માંકણ
મીયાંભાઇને માંકણ કરડયા, ચટકે ચડી રીસરે;
ખાટલો ખંખેરવા કાઢ્યો, લાગી નાંખી ઇસ. માંકણ
માંકણ મુવા મસ્તીખોરા, આવે હારો હારરે;
દીવાનું દીવેલજ ખૂટ્યું, તોય ન આવ્યો પાર. માંકણ
એકને મૂકી બીજો ઝાલ્યો, ત્રીજો નાસી ગયોરે;
નાવળથી ઝાલવા ગઇ તો, દીવો રાણો થયો. માંકણ
આખી રાત વીણી મૂવા પણ, તોય ન ઓછા થયરે;
કાંઇ ખાટલાના પાયામાં તે, કાંઇ ભીંતોમાં જાય. માંકણ
વીણ્યા વિના વધી જાય; પછી ન આવે પારરે;
એક જાતે જીવતો હોય તો, તેનો ચાલે વિસ્તાર. માંકણ

ખાટલાને ખંખેરીને, ગોદડાં તડકે નાંખોરે;
ભીંતે જો માંકણ જતા હોય તો, તે નજરમાં રાખો. માંકણ.

## ફુવડની ફજેતી

૧૨૧

પાયે પ્રભુને નમી કહું. ફુવડના ફેલ સર્વ લોક સાંભળો;
કામનાં કાઢી મેલ, જુવો ફજેતી ફુવડ નારની. ટેક. ૧
છે ધોયાની આખડીને, છે નાહ્યાનું નેમ;
આ કુંજારજા કરમે ભાગી, ઘર ચાલે તે કેમ. જુવો. ૨
સાસુ દે શિખામણ ત્યારે, સામી વઢવા લાગે;
સમી સાંજે સુવે ત્યારે, પ્હોર દિવસે જાગે. જુવો. ૩
પ્હોર દહાડે પડી ન ઉઠે, ઉફરી ન કરે ખાટ;
થાળીઓ એની ઠીકરા જેવી, લોટે વળ્યો કાટ. જુવો. ૪
ગોળીએ બેડે છારીઓ વળી, ખામણિએ સેવાળ;
ઘરમાં ન વાસીદું વાળે, ગંદાં એનાં બાળરે. જુવો. ૫
ચોખ્ખું દાતણ ના કરે, દાંત મેલા ધાણ;
લોક સર્વે સાંભળો, જઇ કવાં કરું વખાણ ? જુવો. ૬
બાર છૈયાની મા કહેવાણી, ગળતે ન આવડે પાણી;
જોવુ હોય તો જોઇ લેજો, ભુંડણ એ વિઆણી. જુવો. ૭
કાચો કરે રોટલો ને, થાક જાણે ખાણ;
ખીચડીમાં ન મીઠું નાખે, દાળ મોળી છાણ. જુવો. ૮
રસોઇ કરીને ચોકો ન કરે, ન કરે અબોટ;
ઉંધે માથે ઘંટી તાણે, કુતરાં ચાટે લોટ. જુવો. ૯
સાસુની ફજેતી ફુવડ, ઘેરઘેર ફરીને કરતી;
સાસુ મારી શોકલડી, શા માટે નથી મરતી. જુવો. ૧૦

હાથે પગે મેલ વળ્યો, અંગ મેલું એનું;
મુખે ભમે માંખીઓ, તો કામ ચોખ્ખું શેનું. જુવો. ૧
મેલ ભર્યો ઘાઘરો ને, સાલ્લો કાળો મેંશ;
ચોળુમાં તો જુઓ પડી, જાણે કચરાળી ભેંશ. જુવો. ૧
ગીડ બાઝયું ચોટલામાં, પડી જુવો લીખ;
જે નરે આ નાર વરી, તેનું જીવતર ધીક. જુવો. ૧
દુભે સાસુ ને નણદીને, ધણીને દુભે દા'ડી;
ઓળખો નહીં તો ઓળખી લેજો, આ કુંભારજા લાડી. જુવો. ૧
પુણ્ય કરે જ્યાં પાડોશી ત્યાં, આડી જીભડી વાય;
અભ્યાગત આંગણે દેખી, ઘરમાં નાસી જાય. જુવો. ૧
દે શિખામણ સ્વામી ત્યારે, કુવે પડવા જાય:
લોક કેરા થોકમાં, ફજેતીઓ લુંટાય. જુવો. ૧
ધોકે ધોકે ધણી મારે, ત્યારે દે છે શ્રાપ;
જો તને હું જીવ ન આપું તો, તુંજ મારો બાપ. જુવો. ૧
આવી કુવડ દેખી ધણી, બળતો બોલે આપ;
શા માટે આડો ન ઉતર્યો, પરણુતા જાતાં સાપ. જુવો. ૧
આમ કુવડ નાર તણા, અવગુણ ઘણા અદેખ:
દેનારને દોષ ન દઇએ, કરમે લખીયા લેખ. જુવો. ૧
આવી જેને નાર મળી, તેને તો સંતાપ;
તે પુરુષને માથે આવી, પાંચે મળીયાં પાપ. જુવો. ૧
નરનારી સૌ સાંભળો, કોઇએ માં ધરશો રોષ;
દીઠી એવી દાખવી તેમાં, દેશો માં મને દોષ. જુવો.
ચમનલાલ તો સાચું કહે, ડાહ્યાની નજર પુગે;
આ કુવડ નારીના માથે, શીંગડાં ન ઉગે. જુવો.

## સાખીઓ અને સમશાઓ

### ૧૨૨

ગોકુળીએ લેઇ ચાલ વાલા, ગોકુળથી વ્રંદાવન રૂડું;
તે મુજને દેખાડ વાલા, થેઇ થેઇ રાસ રમાડ વાલા;
રાસ રમ્યાના કોડ વાલા, જેજે શ્રી રણછોડ વાલા.
સરસ્વતી માત ને વીનવું ગણપતે લાગું પાય;
અલબેલી અંબા આશા પુરજો, ગુણ સેવક તમારા ગાય વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા.
ત્રંબા સુત રીપુ તોડાગર, તાબરખ અસ્વાર;
તા માતા પીતા ભુષણ, તા વેરી સામ જુહાર વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ભગવાન.
ચંદન ભરી તલાવડી, મોતીડે બાંધી પાળ;
સરોવર પાણી સંચર્યા, રાત્રા રાણી પાણીડાંની હાર વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા.
પથ્થર મટી થઈ પ્રેમદા, ભોજન કરતાં ગાય;
અડધું અંગ ફરે કુંદડી, તેનું એકું સહુકો ખાય. વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ઘંટી.
ડુંગર ઉપર દેવડી ને, સોનું ઘડે સોનાર;
કાનજી ઘડાવે વેઢીયાં, રાણી રાધા ઘડાવે હાર. વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા.
પાંચ વેંતની પુતળી ને, મુખ લોઢાના દંત;
નારી સંગે નિત રમે, તમે ચતુર વિચારો ચંત વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. સાંબેલું.
કુવા ઢાંકણુ ઢાંકણું ને, ખેતર ઢાંકણુ વાડ;
બાપનું ઢાંકણુ બેટડો, ઘરનું ઢાંકણુ નાર વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા.

અંક લપેટણું સીત હરણું, નહી બંકાપતી રાધ;
જેસ કારણ કૌરવ હણ્યા, મોકલાવો મારા નાથ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ચીર.

મગ મગ જેવડાં મોતીડાં ને, આડા અવળાજ વેહ;
જુજવા માબાપનાં છોરૂવાં, તેમને આવડો શો સ્નેહ વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા.

સોપારી જેવડું સારંગડું ને, તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રત્ન ગળ્યાં, એક ધરતી ને બીજું આભ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. આંખની કીકી. ૧

ડુંગર ઉપર દેવડી ને, ઉપર કળાયલ મોર;
રાજા તારા મેહેલમાં, મેતો દીઠું અંધારૂં ઘોર વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૧

વેંત જેવડી વરખડી ને, ઢાલ જેવડું ફૂલ;
કાચાં કમળ ઉતરે, તેનું પાકે થાયે મૂલ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. કુંભારનો ચાક. ૧

ખંભાતી ગાડાં જોતર્યા ને, મહીં ભર્યું છે હીર;
પિઉજી હોય તો મૂલવે, મારાં ફાટી ગયાં છે ચીર વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧

નગરમાં નાગી ફરે ને, વનમાં પહેરે ચીર;
તે તો તમે લાવજો, મારી સખી નણંદના વીર વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. સોપારી. ૧

ખંભાતી ગાડાં જોતર્યા ને, મહીં ભર્યાં છે દાંત;
પિઉજી હોય તો મૂલવે, મને શાલા ચુડાની ખાંત વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૧

ગાય વીયાણી માંદરે ને, વાછરડું વાડા માંહી;

સોનારી સુખે પારખું, તેનાં ફોરૂડાં ભરકર માંહી વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ભંકુક. ૧૬

આખુડી ઘડ ચીકણી ને. ટુંકાં ટુંકાં પાન;
પિઉજી બેઠા સભામાં, તેને કેમ કરી કરૂં સાન વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૧૭

નરી શીંગ નર થયો, ને શુગ પહેરો પાય;
આઠ માસ રણ ભોગવી, પછી નારી થઇ ઘેર જાય વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ગોફણનો ગોળો. ૧૮

પાટણ દીવા પ્રગટીયા ને, મેંશ પડી મેવાડ;
આંજનારી આબુગઢ વસે, એનો ઢેલ વસે ગુજરાત વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૧૯

પડી પડી પણ ભાગી નહી, કકડા થયા બે ચાર;
વગર પાંખે ઉડી ગઇ, તેનો ચતુર કરોને વિચાર વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. રાત. ૨૦

આંબો રોપ્યો દક્ષિણ દેશમાં, ને ઉગ્યો અમદાવાદ;
ફાલ્યો ફુલ્યો માળવે, વેડાયો ઝાલાવાડ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૧

આઠ કડકે નર નીપજ્યો, ને બે નારી નર ચાર;
તેમાં બે નપુંસક વસે, તે મેં તજ્યો ભરથાર વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. પલંગ. ૨૨

તનનાં કરું ત્રાજવાં, ને મનનું કરું બજાર;
હૈયાની કરું હાટડી, હું તો વણજ કરું વેપાર વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૩

નારી ને તો નર ઘણા, ઝાઝા સાથે છે પ્રીત;
નારી પહેરે નર મરે, તે તો કોના કુળની રીત વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૪

જળમાં પેસી ઘર કરે, આગ્રા જળમાં નાશ;
માથું વાઢે મરે નહીં, એનો ખાલ ખેંચે જીવ જાય વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ડાંગર. ૨૫
આંખો ટેબે મોરીઓ, ફાગ સેંપું રખવાળ;
પેલો પાડોશી પાતળો, મારો પરદેસે નાનેરૂં બાળ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૬
બાપે જન્મી બેટડી, બેટડીએ જનમ્યો બાપ;
ચતુર નર સમસ્યા કહો, એ તો બેટી ભલી કે બાપ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. આંબલી. ૨૭
ઉંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય;
કાંટો વાગ્યો પ્રેમનો, એતો ઉભી ઝોલાં ખાય વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૨૮
હસ્તી ચઢણુ ગઢ રંગણુ, વેસ્યા વલ્લભ જેહ;
પિયુ પધારો તેને હાટડે, મોકલાવોતેને તેહ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. સિંદુર. ૨૯
આંગણે વાવું એલચી, વેંચાવું નાગરવેલ;
પરણ્યો હોય તો પાળજે, નાકર મહીયર વળાવી મેલ વાલા.
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૩૦
ત્રણ મુખ ને તેર પગ સાંભળ ચતુરસુજાણ;
નર ઉપર નારી ચઢે, પછી થઇ છે તાણાતાણ વાલા.
ગોકુળીએ લઈ ચાલ વાલા. દુઝણું. ૩૧
દરીએ મોતી નીપજે, નહી મોતીનું મૂલ,
ભાગ્યો હાથો નહી મળે, એક મોતી ને બીજું મન વાલા.
ગોકુળીયે લઇ ચાલ વાલા. ૩૨

૧૨૩

મોહોલે પધારો મારા શૈંજ, માણીગર મોહોલે પધારો;
નારી જુવે છે વાટ, માણી૦ મારો શો છે અપરાધ; માણી૦
એમ રૂદન કરે રાધા નાર. માણીગર૦ ટેક.
ગીસો ભાગ્યો સાંધતાં, મન ભાગ્યું કુવેણ;
મોતી ભાગ્યું વીંધતાં, તેને નહી સાંધો નહીં રેણ. મા૦ ૧
સોનું કરીને સાટવ્યું, કરમે નીકળ્યું કથીર;
ચિંતામાં ચતુરાઇ ઘટે, મારાં શોષે સુકાણાં શરીર. મા૦ ૨
ચંદા તુજને પુજતી, કરતીતી સોમવાર;
ઘડી એક મોડો ઉગજે, મારા પિયુ મીલાવણ હાર. મા૦ ૩
સાહેલી સાગર ઉલટયો, રત્ન તણાયાં જાય;
કરમફુટ ભરે મુઠડા, તેના શંખલે હાથ ભરાય. મા૦ ૪
જોમન જતાં જાણતી, કરતીજ મોંઘાં મૂલ;
થોડું થોડું રાખતી, જેમ માલણ રાખે ફુલ. મા૦ ૫
પ્રીત એસી કીજીએ, જેસો ટંકણખાર;
આપ જલે પર રીઝવે, ભાગ્યાં સાંધે હાડ. મા૦ ૬
મિત્ર મિત્ર સબકું કહત, તાહી મિત્ર અનેક;
શિર પડે તો ધડ લડે, એવો જગમાં જવલ્લે એક. મા૦ ૭

---

## રાસલીલાની સાખીઓ

૧૨૪

રૂડી શરદપૂનમની રાતરે, સુંદીર વેણુ વાગે વેણુ વાગે.
મારો વ્હાલોજી રમીયા રાસરે, સુંદીર વેણુ વાગે, વેણુ વાગે. ૧
વ્હાલે નટવર ધરીયો વેશરે, સુંદીર.
એના ઘુઘરીઆળા કેશરે. સુંદીર. ૨

ગોપી અતિ ઉતાવળાં આવેરે, સુંદીર.
મોતી મુક્તાફળેથી વધાવેરે. સુંદીર. ૩
તનની શુદ્ધબુદ્ધ સઘળી વિસારીરે, સુંદીર.
નયણે નીરખ્યા તે શ્રીવનમાળીરે, સુંદીર. ૪
ગોપી આવ્યાં તે પૂર્વની પ્રીતેરે, સુંદીર.
જઇ મળીયાં તે રંગની રીતેરે, સુંદીર. ૫

સાખી

કેમ આવ્યાં તમે કામની, એમ બોલ્યા જુગલકિશોર;
અડધી નિશાએ વન વિષે, આ વેળાએ ચાલે ચોરરે;
કામની કેમ આવ્યાં ! કેમ આવ્યાં !

આ વનમાં તે શું છે કામરે ? કામની.
તમો જાઓ તમારે ધામરે, કામની. ૧
સહુ લોકમાં તો કલંક થાશેરે, કામની.
પતિ ધર્મ તમારો જાશેરે, કામની. ૨
તમો ઘરનાં તજી સહુ કામરે, કામની.
સ્વામી સુતા મૂકીને ધામરે, કામની. ૩
શ્રી વલ્લભ પ્રભુજી એમ કહે છેરે, કામની.
પછી ગોપી તે ઉત્તર દે છેરે, કામની. ૪

સાખી

પ્રભુ તમે તે જોબન તજાવીયાં, પ્રભુ તમે તજાવ્યો સંસાર;
પ્રભુ તમોએ વનમાં તેડીયાં, પ્રભુ તમો કરો છો તુચ્છકારરે;
શ્રીનંદના નંદલાલા, નંદલાલા.

તારી લીલાઓ જોઇને હુતો છાકીરે, શ્રી નંદના૦
મને વહાલું નથી તમ પાખીરે, શ્રી નંદના૦ ૧

અમે લોપી તે કુળ કેરી લાજરે, શ્રી નંદના૦
પ્રભુ આવ્યાં તમારે કજરે, શ્રી નંદના૦ ૨
અમને આપો આનંદ રસ દાનરે. શ્રી નંદના૦
અમને લાગ્યું તમ રું ધ્યાનરે, શ્રી નંદના૦ ૩
અમે શરણે આવ્યાં તમારીરે, શ્રી નંદના૦
મીઠી મોરલી સુણીને બિહારીરે, શ્રી નંદના૦ ૪

## સાખી

વચન સુણી વ્રજ નારનાં, થેઇથેઇ રમીયા રાસ;
રૂમઝુમ વાગે ઘુઘરી. વ્રજસુંદરીની પૂરી વ્હાલે આશરે;
શ્રી ગીરિવર ગીરધારી, ગીરધારી.

વ્રજસુંદરીની સંગે વાલો ડોલેરે, શ્રી ગીરિ૦
મુખે જેજે તે શબ્દ બોલેરે, શ્રી ગીરિ૦ ૧
મુખે ગાય ને લે છે તાળીરે, શ્રી ગીરિ૦
એક એકની વચ્ચે હાથ ઝાલીરે, શ્રી ગીરિ૦ ૨
કોઇ સખી તે વેણી ગૂંથેરે, શ્રી ગીરિ૦
કોઇ સખી અધર રસ લુંટેરે, શ્રી ગીરિ૦ ૩
ત્યાં જમુનાજી વહે છે ગંભીરરે, શ્રી ગીરિ૦
જુવે તેનું મન થયે સ્થિરરે, શ્રી ગીરિ૦ ૪
સહુ દેવતા ત્યાં જોવાને આવેરે, શ્રી ગીરિ૦
તેતો પુષ્પ થકી વધાવેરે, શ્રી ગીરિ૦ ૫
ત્યાં ચંદ્ર રહ્યો છે કર જોડીરે, શ્રી ગીરિ૦
શું વરણવું બુદ્ધ થોડીરે. શ્રી ગીરિ૦ ૬
પ્રભુ મુખે તે મોરલી ધરી છેરે, શ્રી ગીરિ૦
ખટ મહિનાની રજની કરી છેરે, શ્રી ગીરિ૦ ૭

સહુ રાસ રમીને આવ્યાં ઘેરરે, શ્રી ગીરિ૦
તેની કોઇએ ન સમજી પેરરે, શ્રી ગીરિ૦ ૮
ધન્ય ધન્ય આ વ્રજની ભૂમિરે, શ્રી ગીરિ૦
જુએ તેનું તો મન રહે લોભીરે, શ્રી ગીરિ૦ ૯
ધન્ય ધન્ય આ વ્રજની નારીરે, શ્રી ગીરિ૦
રામક્રીડા કરે શ્રી મોરારીરે, શ્રી ગીરિ૦ ૧૦
જે ગાય શીખે આ રાસરે, શ્રી ગીરિ૦
તેની શ્રી કૃષ્ણ પૂરે આસરે, શ્રી ગીરિ૦ ૧૧

---

## ગર્વ વિષે

### ૬૨૫

બેનીરે તમે ગર્વે ન છલકાશો, ફુલાઇ ફુલાઇ થઇ નહી ફૂલાશો. બેની. ટેક
ગર્વથી સર્વે જનો ગાઠા મૂકી ગામ અધવચ્ચ તે નાઠા,
ઉડયા ગર્વે બહુ બહુના આટા. બેની. ૧
ગયાં રાજ ડુબી ઘણાં ગર્વે ખૂટયાં ધન જે ગણતાં અર્વે,
સુતા મોતની સોડમાં સર્વે. બેની. ૨
અભિમાની કસ પડયો કેવો, ગયો મરી રાવણના જેવો.
અરે એ ધ ાથકી તો લેવો. બેની. ૩
દીધું દુઃખ દ્રૌપદીને ભારે, લેવા લાજ ઉભો થયો જ્યારે,
મુઓ દુષ્ટ દુર્યોધન ત્યારે. બેની. ૪
ગરવ દીલ રાખે તે ઘેલી, પુગી તે પસ્તાશે પેલી.
કરો મન મોટું દુંપદ મેલી. બેની. ૫
કુતરું કોઈ ગાડા તળે ચાલે કુલાઇ ડગલાં ભરે ફાળે.
બધો ભાર પોતા શિરે ભાળે. બેની. ૬

ભણી ગણી ગર્વ નહી મારે, રુડું ભુંડું જો નહિ વિચારે.
પડયું ભણતર પાણીમાં ત્યારે. બેની. ૭
હું છું આપી સૌ થકી રૂપાળી, મારા જેવી કોઇ નહિ બાળી,
બકે એવું હોય ફુંપદવાળી. બેની. ૮
પુરું હોય પોત ન પ્રકારો, કદી હદપાર નહિ જારો,
અધુરો ઘડો ઝટ છલકાશે. બેની. ૯
બીજાને તુચ્છપણે બોલે, ખરું રૂપ પોતાનું ખોલે,
ઠરે તેહ તરણાને તોલે. બેની. ૧૦

---

૧૨૬

વાંસલડી વાજો, સાંજે આજ વાંસલડી વાજો:
વાત મારી ભૂલી માં જાજો, સાંજે આજ વાંસલડી વાજો. ટેક.
જે જેમ કરવુ હોય જે રીતે, તેના કાના બેણુ વિષે ગાજો. સાંજે૦ ૧
કોઇને ના કહેશો કદી કોઇ પૂછે તો, સમ જુગતે ખાજો. સાંજે૦ ૨
નંદ જસોદાજી તો છે ભોળાં, તેને વિવેકે વાહાજો. સાંજે૦ ૩
આપ તો સદા સુખી છો પણ, આજ સુખ મારૂં માજો. સાંજે૦ ૪
મારા દોષ ના વિચારશો વાલમ, દુઃખીના દીનબંધુ થાજો સાંજે૦ ૫
દયાના પ્રીતમ જાણી દાસી પોતાની. પ્રેમ પૂરણ પાજો. સાંજે૦ ૬

---

# વૈવાહિક મંગળગીત.

---

૧

જીરે આજ મેં તો અડદા પર્વણુ નોંતર્યા રે,
અડદા ! તમે મારે પાપડ વણુવા જોગ;
મારે સાજન મેળાવો જો મળેરે. ૧
જીરે આજ મેં તો ચોળા પર્વણુ નોંતર્યારે,
ચોળા ! તમે મારે વડીઓ મૂકવા જોગ. મારે સાજન૦ ૨
જીરે આજ મેં તો ઘઉંલા પવણુ આદર્યારે,
ઘઉંલા ! તમે મારે સેવી વણુવા જોગ. મારે સાજન૦ ૩
જીરે આજ મેં તો ભનુભા બેની નોંતર્યારે,
બેની ! તમે મારે આંગણુ શોભા જોગ. મારે સાજન૦ ૪

---

૨

સૂરજ ઉગ્યોરે દેવકિયાની કૂણુએ કે, વ્હાણેલાં ભલે વાયાંરે,
સુતા જાગોરે વસુદેવના પુત્ર કે, વ્હાણેલાં ભલે વાયાંરે.
તમ જાગ્યેરે જાગશે સહિ દેવ કે, વા૦
લેજો લેજોરે સોનાના કળશ કે, વા૦
દાતણ કરજોરે તુળસીને ક્યારે કે, વા૦
મુખ લ્હોજોરે પામરીઓને છેડે કે, વા૦
જીભે લેજોરે આત્મારામનાં નામ કે, વા૦
કરજો કરજોરે રૂડાં મંગળ કામ કે, વા૦

---

૩

( વડી, પાપડ, મંડપ, ને ગણેશ સ્થાપન વગેરેનાં ગીત )

ભમરા ! પહેલો વધાવો મારે આવિયો,
મેં તો મોકલ્યો મારા દાદાને દરબારરે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની.
મારી માતાએ હરખે વધાવીઓ,
મારા દાદાએ ઝાલ્યા પાલવ છેડારે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની. ૧

ભમરા ! બીજો વધાવો મારે આવિયો,
મેં તો મોકલ્યો મારા વીરાને દરબારરે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની.
મારી ભાભીએ હરખે વધાવિયો,
મારા વીરાએ ઝાલ્યા પાલવ છેડારે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની. ૨

ભમરા ! ત્રીજો વધાવો મારે આવિયો,
મેં તો મોકલ્યો મારા મામાને દરબાર રે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની.
મારી મામીએ હરખે વધાવિયો,
મારા મામાએ ઝાલ્યા પાલવ છેડારે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની. ૩

ભમરા ! ચોથો વધાવો મારે આવિયો,
મેં તો મોકલ્યો મારા સસરાને દરબાર રે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની.
મારી સાસુએ હરખે વધાવિયો,
મારા સસરાએ ઝાલ્યા પાલવ છેડા રે;
વાડીના ભમરા ! દ્રાક્ષ મીઠીરે ચાંપાનેરની. ૪

૪

આળા લીલુડા વાંસ વઢાવો,
તેની સરસ ટોપલીઓ ગુંથાવો.
ટોપલી ........ના હાથમાં આપો,
........વાંચે બહુ ઘેર આવે,
મારાં .... બહેનને નવ ભાવે,
સ્વામી ક્યાં લાગી આવડી વારો ?
ગોર ! તરે મંયર પગરણ માંડયાં,
પાછલી રાતનાં દળણાં દળાવ્યાં,
મોટે પરોઢે પાણીડાં ભરાવ્યાં.
વહાણુ વાતાં વાસીદાં વળાવ્યાં,
ખરે બપોરે બથુમાં ફુંકાવ્યાં.

---

૫

ઉંચી ઉંચી મેડી માગં ધરરે વિરાતાં,
તો પાડોશે નણુદી વસેરે. ૧
વીરાની મેડીએ રુડા હાથ દળાવું,
ત્યારે હળાવું ભમ્મર ઢોલિયોરે. ૨
ત્યાં ચઢી પોઢે મારી માડીના જાયો,
ત્યારે વાએ ઢોળે આની કુકડરે ૩
વાએ ઢોળતાં ભાભી ગોઠડીએ ગોઠયાં,
નણદીને પાડોશે ન રાખીએરે. ૪
દીઠું અણદીઠું નણદી સવરત માગે,
ત્યારે નિત્ય ઉઠીને ક્યાંથી આપીએરે. ૫
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો,
બ્હેન વિના વિવાહ કોણુ મ્હાલશેરે. ૬

સાત સોપારી મારી પાડોશણને આપું,
તે તો મારે તે મંડપ મ્હાલશેરે. ૭
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો,
બ્હેન વિના ગણેશ કોણ પૂજશેરે. ૮
ચોખા ને લાડુ મારી ભોજાઈને આપું,
તો તે માતારે ગણેશ પૂજશેરે. ૯
ઘરની વહુઆરૂ તમે રાંધો ને સીધો,
જમવા બેસે મારી બેનડીરે ૧૦
ઘરની વહુઆરૂ તમે પાણીડાં જાઓ,
બારીએ બેસે મારી બેનડીરે. ૧૧
ઘરની વહુઆરૂ કરો ફેરા ને ફેરા,
પકવાનને ઓરડે મારી બેનડીરે. ૧૨
ખાસડું ખંખેરૂં ગોરી ધણીએક આવે,
રૂપિયા ઉછાળે બેની ના મળેરે. ૧૩
માતાના જાયા તુને દેઉંરે આશિષ,
સાને ને દીકરે હીંડજે મલપતારે. ૧૪
વ્હેવાણુની જાય તુને દેઉં આશિષ,
ઝેરે ને ઝેરે આંસુ ઢાળજેરે. ૧૫

---

૬

મધ પીઓ મધ પીઓ લેજલડીરે,
તારે જાવું ને છે દૂરરે. મધ પીઓ૦
બાપ ભોળાઇને લાવજોરે,
જોજે કરલી ના જાણરે. મધ પીઓ૦

---

૭

રાણી ગજરાવહુ લખી કાગળ મોકલે,
ઘેર આવો વસંતબાના વીર, ઉનાળોરે આવિયો.
તમ આવ્યે તાળા કુંચી ખુલશે,
તમ આવ્યે પડશે પકવાન. ઉનાળોરે આવિયો.
તમ આવ્યે જોશીડા બોલાવશું,
ત્યારે મુરત થશે નિરધાર. ઉનાળોરે આવિયો.
સાસુ સસરા જુએ તમ વાટડી,
નણુદી વરષો ગણે વારંવાર. ઉનાળોરે આવિયો.
(વગેરે.)

---

૮

( ભમરો ઉડે રંગમોલમાં રે—એ રાગ )

ઉમંગી ધરરાણી કહેરે, સાહેબા ! સાંભળો વાત,
વિવાહ આવ્યો ઢુંકડોરે.
મ્હેતાઓ પરદેશ મોકલોરે, લાવવા ચીજ ભલી ભાત, વિવાહ.
સિંહલદ્વીપના શોભિતારે, ગુણીયલ હાથી ગણાય, વિવાહ.
એમજ અરબસ્તાનનારે, ઘોડા ઘણા વખણાય, વિવાહ.
બળદ વડા વઢીઆરનારે, મંગાવો સેંકાં બે ચાર, વિવાહ.
લંકાથી સોનું મંગાવીએરે, મોતી મનારથી સાર, વિવાહ.
ઝરણાપરણાના પ્રાંતમાંરે, ખોદાવો હીરાની ખાણ, વિવાહ.
પટણી પટોળાં મગાવીએરે, અમદાવાદી કીનખાબ, વિવાહ.
લાવો પીતાંબર કાશીનાંરે, ચીનથી ચિનાઈ ચાલ, વિવાહ.
છાયલ મંગાવો માળવીરે, મોળિયાં સરસ મેવાડી, વિવાહ.
ધોતીજોડા નાગપુરનારે, પુના નાશિક પાણીપાન, વિવાહ.
વિસનગરના વાડકારે, કહે દલપતરામ ભલી ભાત, વિવાહ.

---



કોણે મારાં આંગણાં સમારિયાં રે કોણે પૂર્યા મોતીડે ચોક,
મારાં આંગણાં રળિયામણાંરે.
કોણે મારા સામા ટોડા ધોળિયારે, કોણે લખિયા હંસ ને મોર,
મારાં આંગણાં રળિયામણાંરે.
મારા રમણભાઈએ આંગણાં સમારિયારે, મારાં ત્રિવેણીએ પૂરિયા ચોક,
મારાં આંગણાં રળિયામણાંરે.
મારા કાન્તિભાઈએ સામા ટોડા ધોળિયારે, શાન્તાબાએ લખિયા હંસ ને
મોર, મારાં આંગણાં રળિયામણાંરે.

---

૧૭

પહેલો કાગળ, પહેલો કાગળ, કાશીએ મોકલોરે,
કાશી મધ્યે કાશી મધ્યે. વિશ્વનાથને નોંતરારે.
આપણે ઘેર, આપણે ઘેર. બટુને જનોઇ પ્રસંગ,
તે વરઘોડામાં વહેલા પધારજોરે.
બીજો કાગળ, બીજો કાગળ, દ્વારિકાં મોકલોરે.
દ્વારિકાં મધ્યે, દ્વારિકાં. મધ્યે, ત્રિકમરાયને નોંતરારે;
આપણે ઘેર, આપણે ઘેર, બટુને જનોઇ પ્રસંગ,
એ વરઘોડામાં વહેલા આવજોરે.
ત્રીજો કાગળ, ત્રીજો કાગળ. ઉજ્જયિની મોકલોરે,
ઉજ્જન મધ્યે, ઉજ્જન મધ્યે, મહાકાલેશ્વરને નોંતરારે,
મારે ઘેર, મારે ઘેર, બટુને ઉપવિત પ્રસંગ,
એ વરઘોડામાં વહેલા આવજોરે.
(વગેરે ગામ ને દેવોનાં નામ દઇને ગાવું.)

---

૧૧

સ્વસ્તિશ્રી સ્થાન સોરઠપુર સાર, રાજ કરે જ્યાં મારા પ્રિય પ્રાણ ધાર,
જાઓ તહાં દ્વિજરાજ!
આપજો પત્ર ને કહેજો આ વાત, જેરે જુઓ છો તમે નયણે સાક્ષાત,
ઝાઝું લખીએ શે કાજ, ઘરના ગુરુ મહારાજ.
નવ ગાંઠયા તાર ને નવ ગાંઠયાં માત, એનું રે કરે છે ધાર્યું અહિં મારો
ભ્રાત, દારામતીના હો રાજ!
ત્રણ દિની વરચે લગન લીધાં આજ, શિશુપાળ આવે છે લઇ એનો
સાજ, વ્હેલા વળજો હો રાજ!
તન મારૂં અહિંયાં ને મન તમ પાસ, લખતાં લખું છું એક ખરેરે
વિશ્વાસ, દારામતીના હો રાજ!
અંબિકા પૂજવા નિકળું ઘર બ્હાર, ત્યાંથી હરણ મારૂં કરવા મોરાર, વ્હેલા.
કાગળ ભિંજાય ન દેખાય ન લખાય, સાભરો તમે ને મારી આંખડી
ભિંજાય, દારામતીના હો રાજ!
દિલ ધરી દાઝ દીન દાસોને કાજ, દામોદર આવું વાજ,
મારી રાખવાને લાજ, વ્હેલા વળજો હો રાજ!

---

૧૨

( ઉંચી ઉંચી મેડી મારાં ઘરરે વિવાતી—એ રામ )
વિનાતી ઘર રાખી મેડીએ આવ્યાં,
ત્યારે ઘર ધણીએ હેતથી પૂછયુંરે,
વિવાતી વરષો વચમાં રહી હવે દોડી,
એની અજાપિ કેમ ન આવિયાંરે.
એની વિના મને કશુંએ ન સુઝે,
કુટુંબની રીત કોણ બતાવશેરે,

રાત દિવસ હું તો જીવમાંરે ઝંખું,
માડીની જાઇ ક્યારે આવશેરે.
ભાણેજાં આવે ત્યારે આંગણું ઓપે,
માંડવો શોભે બેની આવતાંરે.
મારી બેનીને બહુ બહુ આવડે છે,
ગીત રૂડાં મંગળ ગવરાવતાંરે.
સારું ટાણું ઇશ્વર ઘેર આપે,
ત્યારે બેનીને તેડાવીએરે,
આજે નહિ આવે તો હું તેડવા કાજે.
ચોંપેથી જઇશ ઘોડે ચઢયોરે.

---

૧૩

(ઘરધણીઆણીનો ઉત્તર—વાજતું ગાજતું રાગ)

ગૃહિણી કહે વ્હાલા વાત ખરી છે,
નણદી વિના નહિ શોભશેરે.
સ્નેહીજનો સૌ અવળું વિચારે,
કયમ ન તેડયાં નણદી શું હશેરે.
નણદીની આશિષે નવનિધ લઇએ,
નણદી દુભાય તે નહિ ભલુંરે.
સ્નેહ સહિત નણદીને બોલાવિએ,
હું તો સમજું સારૂં એટલુંરે.
વાત કરે આમ બાઇ ભોજાઇ,
ત્યાં તો સમાચાર આવિયારે.
ભાણેજાં સાથે બેની પધાર્યાં.
બનેવી સહુને તેડી લાવિયારે.

હળીમળી હરખ્યાં અન્યોઅન્ય અતિશે,
મામીએ લીધાં ભાણેજ મીઠડાંરે.
બોનબઇ નણદલને પગે પડિયાં,
કહે નણદી સુખ પામજોરે.

૧૪

( શુકન જોઇને સંચરજોરે )

સાતસેં સાંઢણિયો શણગારોરે,
નીરો નીમને નાગરવેલનો ચારોરે;
કાગળ કંકોતરીના લખાવોરે,
સોનેરી વરખથી તે શોભાવોરે.
પહેલી તે સાંઢણી પાટણ જાયરે,
બેની ગંગાબાને તેડવા કાજરે;
બીજી તો મોકલો સુરત શહેરરે,
ફોઇબા જમનાંબાને તેડવા કાજરે.
ત્રીજી સાંઢણી જાયે સોનગઢમાંરે,
મામા મામીને તેડવા કાજરે;
ચોથીને મોકલો જુનાગઢ ભણીરે,
માસી મોંઘીબાને તેડવા કાજરે.
સ્નેહી સગાં ન ભૂલશો કોઇનેરે,
મોટા માને તેડાવો સૌને આજરે.

૧૫

( તું તો લીલી પીળી પાંખના પોપટારે )

જીરે કંકુ ઘોળીને લખી કંકોતરીરે,
જીરે શણગારવા માંડ્યું સુંદર શહેરરે;
વિવાની સુણી વધામણીરે.

જીરે મોટેરા રચાવા માંડ્યો માંડવોરે,
જીરે વસ્તુ ન્હોરી વિવિધ પ્રકારરે. વિવાની॰
જીરે કારીગર તેડાવ્યા દેશો દેશનારે,
જીરે સોની બેસાડયા ઘડવા શણગારરે. વિવાની॰
સર્વા મિત્રો ને કહાવ્યું ડાહ્યા દોસ્તનેરે,
ઉરમાં આનંદ ઉપજ્યો છે અમને આજરે. વિવાની॰
જે જે જોઇએ તે વસ્તુઓ મંગાવજોરે,
સુખે દેજો અમ સારખડાં કાજરે. વિવાની॰
તમે જીવમાં જુદાઇ જરી ન જાણશોરે,
ઘણો આપણો છે જુનેરો આ સંબંધરે. વિવાની॰
મનથી મોટે હરખે મોટા વિવા માંડજોરે,
મોટી આજ તમારે ઇશ્વરનો છે મ્હેરરે. વિવાની॰

---

## ૧૬

ઉંચા પહેળા મંડપ રચાવો,
મેં તો કોડે પગરણ માંડયાંરે.
માંડવા માંહે જાજમો પથરાવો, મેં તો॰
જાજમ ઉપર મોંઘા ગાલીચા બિછાવે, મેં તો॰
તેની જોડે રૂડી બેઠકો મંડાવો, મેં તો॰
સાથે નોબતખાનાં બંધાવો, મેં તો॰
મંડપ વચ્ચે બાજીઓ ઢળાવો, મેં તો॰
સાથે પરવાળીના પાસા પડાવો, મેં તો॰
રમશે રમશે ક્યાબાઇ દેમાઇ, મેં તો॰
સરસ થાશે જોવા જેવી સગાઇ, મેં તો॰

---

## ૧૭

મારો માંડવો મોગરે છાયો ને વેલડીએ ઓછાડિયોરે
મારે મંડપે છે કેળોના થંભ કે માતીની ઝુલે શોભતોરે.
મારે માંડવે કોણ કોણ આવ્યું ને કોણ કોણ આવશેરે,
હું તો જોઉં મારા કિશાભાઇની વાટ, એમને આવ્યે મારો રંગ રે'શેરે.
મારે માંડવે નવીનભાઇ આવ્યા ને નટવરભાઇ કાલે આવશેરે;
હું તો જોઉં મારા ચીનુભાઇની વાટ, એમના આવ્યે મારો રંગ રે'શેરે.
મારે માંડવે કયી વહુ આવ્યાં ને કયાં વહુવર આવશેરે,
હું તો જોઉં મારાં ગુણીવંતવહુની વાટ, જેના ગુણે સહુ શોભશેરે.
મારે માંડવે વિદ્યાવહુ આવ્યાં ને ગુણવંતવહુ આવશેર,
હું તો વળી જોઉં લલિતાવહુની વાટ, જેને લીધે લીલા લે'રશેરે.

---

## ૧૮

આવો માલણ ! બેસો બેસણેર, કહો તમારી વાડીઓનાં મૂલ,
પનોતાં રાણી એમ ભણેરે. ટેક.
લાખે બે લાખે મારો મોગરોરે, અધ લાખે ચાંપલિયાનો છોડ;
પનોતાં રાણી શું પૂછોરે.
લાખ ખરચીને અમો રાખશુંરે, અવસરે ભલા પૂરશું કોડ;
પનોતાં રાણી એમ ભણેરે.

---

## ૧૯

ઉકરડી નોતરનાં, વનમાળીરે,
જડીઓ છે સોનાના ખૂંટા કે, ગુજરમાળીરે૦
તેના ઘડવીશ ટેકલી, વન૦
સોવરાવીશ જમણે કાન કે, ગુજર૦

ઉકરડી નોતરતાં, વન૦
જડીઓ છે સોનાનો તોડો કે, ગુજર૦
તેનો ધડાવીશ દીવડો, વન૦
રામણુ લેવાને હાથ કે, ગુજર૦

---

૨૦

જીરે સરસ્વતી માતને વિનવું રે, જીરે ગણપતિને લાગુ પાય,
મારૂં તોરણિયું હીરે જડયું રે.
મારા ચંપકભાઇ ને ગુલાબરાયનાં જોડલાં રે,
એવા વેવાઇને ન મળે કોની જોડ, મારૂં તોરણિયું હીરે જડયું રે.
મારાં ચંપાવહુ ને જયાવહુનાં જોડલાં રે,
એવી વેવાણુને ન મળે કોની જોડ, મારૂં તોરણિયું હીરે જડયું રે.

---

૨૧

ગુજરાતની માલણુ આવી રે, સવા લાખની વાડી કરી લાવી રે:
લાવો લાવો માલણુ! અમો લઇશું રે, લાડકડાના ખુંપ ભરીશું રે;
બટુના ખુંપના તોરા છે તાજા રે, મોકી રહ્યા બટુકભાઇના દાદા રે.
બટુના દાદાને સૌ કોઇ જાણે રે, શેઠ સાહુકાર સર્વે વખાણે રે;
રાજા રાયમલે આપીયો ઘોડો રે, જેનો જરિયલ ફુમતાનો ઓડો રે.

---

૨૨

માલણુ ગૂંથી લાવ ગુણિયલ ગજરો,
તારા ગજરાનો આપીશું મજરો, માલણુ ગૂંથી લાવ૦
તારા ગજરાનું આપીશું મૂલ,
માંહિ ગુંથજે ગુલાબનાં ફૂલ,
તું જે કહીશ તે કરશું કબૂલ. માલ૦

જેવી હોય તારી ચતુરાઇ,
તેવી કરજે તેની સરસાઇ,
કશું બાકી ન રાખીશ બાઇ. માલણ૦
વર લાડકડાનેરે કાજે,
એવો ગુંથજે ગજરો તું આજે,
જેવો છત્રપતિનેરે છાજે. માલણ૦
તને આપીશ હીરાનો હાર,
બીજા સોળે સારા શણગાર,
ઉપર હેમની મો'ર હજાર. માલણ૦
રૂડી કરજે કારીગરી એમાં,
જુક્તિ હોય જોવા જેવી જેમાં,
જોતાં મોહી પડે કન્યા એમાં. માલણ૦

---

૨૩

( જનકરાયને માંડવે—એ રાગ )

મોતીડે છાયોરે માંડવો, જોવા ઉલટયું સૌ શહેર, (૨)
લક્ષ્મીની લીલા લ્હેર, મોતીડે છાયોરે માંડવો.
ચંદરવા બાંધ્યા ચળકતા, ફરતાં તોરણ ચોફેર, (૨)
ધમકે ઘુઘરીનો ઘેર, મોતીડે૦
મનોહર માણેક થંભ છે, રોપ્યા બારણુ બ્હાર, (૨)
મોટા મ્હેરાબદાર, મોતીડે૦
મણિમય ભીંતો શોભે ભલી, કીધી કનકની ગાર, (૨)
અદ્‌ભુત ઓપે અપાર, મોતીડે૦
વિધવિધ રંગના વાવટા, મંડપ ઉપર માંડેલ, (૨)
કંચન કળશ કરેલ, મોતીડે૦
તોરણ હીરા ને મોતીતણાં, રૂડી રીતે રચેલ, (૨)

ચારે દ્વાર ભરેલ મોતીડે૦
આવે મંડપે મળી માતની, ગીત મંગળ ગાય, (૨)
આનંદ ઓચ્છવ થાય, મોતીડે૦
નિરખી મંડપની માંડણી, ઉરથી આશિષ તે ઠામ, (૨)
દે છે દલપતરામ, મોતીડે છાયોરે માંડવો.

૨૪

શુડલો કોયલડીને વીનવેરે. કો' કે.' કોણે ઉત્તમ આજ;
અને કોને કાજ, મંડપ મોટો માંડિયોરે.
કોયલ કહે શુડા સાંભળોરે, ચન્દ્રવદનભાઈ સરદાર;
તેમને દરબાર, મંડપ મોટો માંડિયે.રે.
પરણે સાહેબજાદી તેમનીરે, તે માટ અમરા આકાર;
શોભિત બહુ સાર, મંડપ મોટો માંડિયોરે.
સાજન જન સૌ ખુશી થયાંરે, રચના આ જોઇ રૂપાળી;
નયનથી નિહાળી, મંડપ મોટો માંડિયોરે.
જોવાને જુગતી મંડપતણીરે, ઘરડાં ને બાળ તમામ;
મળ્યું આખું ગામ, મંડપ મોટો માંડિયોરે.
જોઇ જોઇ બલિહારી જાય છે રે, દિલ થકી દલપતરામ;
કરવું એવું કામ, મંડપ મોટો માંડિયોરે.

૨૫

ગણેશ પાટ બેસાડિયા, રૂડા જમીએ કંસાર;
સર્ગા સંબંધી તેડીએ, જો પૂજ્યા હોય મોરાર.
જેને આંગણુ પિંપળો, તેનો તે ધન્ય અવતાર;
સાંજે સવારે પુજીએ, જો પૂજ્યાં હોય મોરાર.
જેને તે પેટ ચાર દીકરા, તેનો તે ધન્ય અવતાર;

ચાર ચાર વહુ પાયે પડે, જો પૂન્યા હોય મોરાર.
જેને તે ઘેર એક દીકરી, તેનો તે ધન્ય અવતાર;
સાંચ્યાં સિંચ્યાં ધન વાવરે, જો પૂન્યા હોય મોરાર.
ધોળા તે ઘઉંની રોટલી ને, ગળગળિયો કંસાર;
સ્નેહી સમાં આરોગિયે, જો પૂન્યા હોય મોરાર.

---

૨૬

વીરા ચાંદલીઓ ઉગ્યે ને હરણ્યો આથમી રે,
વીરા ક્યાં સુધી જોઉં તમારી વાટ કે,
અહશાંત વેળા વહી જશે રે.
એની માળીડાને હાટે ચોડો હઠે બર્યો રે,
એની ગજરા વસાવનાં લાગી વાર કે,
અહશાંતે વેળા હવે થશે રે.

---

૨૭

અહશાંતિ વેળાએ ગોરી રીસાઇ બેઠાં,
સસરાજી મનાવે નો માનું, હો લાડલી!
આજ ઘુંઘટ વહુને વ્હાલેરા લાગે.
કહો વહુવાર તમને દુખીઆ પડાવું, તનમનીએ રત્નો જડાવું
હો લાડલી! આજ ઘુંઘટ વહુને વ્હાલેરા લાગે.

---

૨૮

આજ મારૂં વાજીંત્ર કરેરે ઝમકાર,
તે જેમ વાગે તેમ મારૂં સાજન મળેરે.
વાગતું વાગતું શેરીએ આવ્યું—
તો ભાઇરે કાન્તિભાઇના ઘર ઠીયાંરે.

ઉંચેરા મહેલો ને મહેરાબી દરવાજા,
મોતીડાંનાં તોરણ ઝુલે બારણેરે.
ચોકમાં ચંપો પરસાળે નાગરવેલ,
ત્યાં ગોરીએ દીપક અજવાળિયારે.
સાત દીકરડે એ એક દીકરડી તો,
સાજન સતકારું ભલી ભાતથીરે.
ચીરના ચંદરવા ને જાદરના ઉલેચો,
તો મછલી બંદરના સુંદર ચોરસારે.
બરાનપુરી સાડી વિજાપુરી ઝારી,
તો નવારે નગરના વાકકારે.
જરીના ગાલીચા ને તાસના તકિયા,
કરીઆવર કોડથી કીજીએરે.
એટલું લઇને બેની સાસરે જાશો,
તો લાજ વધારશો આપણીરે.

---

૨૯

તાંબાકુંડી તે નગર સોહામણી,
માંહિં ભરિયાંરે ગંગાનાં નીર;
સાહેલીરે આંબો મોરિયો.
મારા ચીનુભાઇનાં વાજીંત્ર વાગિયાં.
પેલા વ્હેવાઇનારે પડિયાં નિશાન. સાહેલી૦
મારા દશરથભાઇની મેડીએ દીવા બળે,
પેલા વ્હેવાઇને ઘેર અંધારાં. સાહેલી૦
મારી રતિવહુ તે રાણી રૂડી,
પેલી વ્હેવાણ દિસે બહુ કુબડી. સાહેલી૦

---

૩૦

દ્વારે માણેકથંભ રોપિયારે, બારસાખે બેઠા ગણેશ. વાજીંતર વાગિયાં.
બચુભાઇએ ગોરીને મોકલ્યાંરે, જાવ ગોરિ ! ગણેશ વધાવા, વાજીં૦
હું ન જાણું તમારા ઓરડારે, ના જાણું તમારા ગણેશ, વાજીં૦
તમેને ઉજાળો અમ ઓરડારે, મંગળ કરશે ગણેશ, વાજીં૦

૩૧

મારે આજનો દિવસ અતિ ઉજળો,
હું તો ગણેશ વધાવાને જૈશ–મારે સોના સમો તે સૂરજ ઉગિયો.
મોટે હરખે મેં પમરણું માંડિયુંરે,
હું તો લાખેણો લ્હાવો લૈશ, મારે સોના સમો તે૦
આજ સુખનો રત્નાગર રેલિયોરે,
દિસે લક્ષ્મીની મારે લીલાલ્હેર, મારે સોના સમો તે૦
આજે દશે દિશાઓ દીસે ઉજળી,
આજે શોભી રહ્યું સારૂં શહેર, મારે સોના સમો તે૦
હું તો તરિયા તોરણ બંધાવું ટોડલે,
મોંઘાં મોતિડે પૂરાવું મારા ચોક, મારે સોના સમો તે૦
હું તો વાજાં વગડાવું હેતે હરખનાંરે,
લીલા જોવા મળે લાખો લોક, મારે સોના સમો તે૦
કહાવું વ્હાલાં સગાંને વધામણીરે,
કરૂં આનંદ ઓચ્છવ મારે ઘેર, મારે સોના સમો તે૦

૩૨

હવન કર્યો ઘણા હેતથીરે, શુભ રીતે કરી ગ્રહશાંતિ, વાજીંતર૦
વેદ ભણે વિપ્ર વેદિયારે, ભાગી છે સર્વેની ભ્રાંતિ, વાજીંતર૦

મંડપમાં મળી માનનીરે, પ્રેમે પીઠી ચોળાય, વાજીંતર૦
તેલ સંચારી ન્હાવણ કર્યું રે, હૈડે હરખ ન માય. વાજીંતર૦

---

૩૩

સરખી સમાણી સાહેલીઓરે, જાય ગોરી ગણેશ વધાવા;
વાજીંતર વાગિયાં૦
મસ્તક મોડ મોતી તણારે, હૃદએ છે નવસેરા હાર, વાજીંતર૦
ગુણનિધિ ગણપતિ પૂજીએ, પૂજીએ ગોત્રજદેવ, વાજીંતર૦
ભાઈઓ જાન સજોડલેરે, તતપર થયાં તતખેવ, વાજીંતર૦

---

૩૪

( નગારાં વાગે ધીનાં ધીનાંરે—એ રાગ )

આજે આનંદ ઓચ્છવ મારે આંગણેરે,
આજે લક્ષ્મી દિસે છે લીલા લ્હેરરે, નગારાં૦
આજે સુજન વ્હેવાઇ ભલે આવિયારે,
મારા લાડકડાનું લાવ્યા વ્હેવિશાળ રે, નગારાં૦
કપુરી પાને પહેલાં પોસ ભરાં ચોરે,
ઉપર કોફળ શ્રીફળ મૂક્યાં સોનાં મ્હોરરે, નગારાં૦
વાજાં વાગે ને સરણાઇના સૂરો સરસરેરે,
ઉપરા ઉપરી થાય ભડુકાના અવાજરે, નગારાં૦
વરની માડીએ વ્હેવાઇના સાથીને પૂછીયુંરે,
કોજી કેઇ વહુ જેવું છે કન્યાબાઇનું રૂપરે, નગારાં૦
શાણા સાથે એ હસીને ઉત્તર આપીયોરે,
વ્હેવાણ ! કન્યા તો છે રતિવહુથી અનૂપ. નગારાં૦
વરનાં ફોઇમા તે વળી વળી તેને પૂછતાંરે,
કોજી કેઇ વહુ જેવી કન્યા છે ગુણવંતરે, નગારાં૦

એવું સાંભળીને હૈડાં સૌનાં હરખિયાંરે,
પ્રભુએ જુગતે જુગતી મેળવી આ જોડરે. નગારાં૦

---

૩૫

એક લીલી પીળી પાંખનો પોપટોરે,
એ તો ભમ્યો ભમ્યો દેશ વિદેશ કે, બીજે કંઇ મનડું માન્યું નહિરે.
જ્યારે દીઠો જયો દાડમ ને દ્રાખોરે,
ત્યારે હરખ્યો હરખ્યો હૈયામાં વિશેષ રે, બીજે કંઇ.
એક કોયલડી કાશમીર દેશનીરે,
એ તો ભમી ભમી ભૂગોળ ખગોળરે. બીજે કંઇ.
એને ખુશીમાં ખામી ન રહી લેશનીરે,
જ્યારે આંબે દીઠી આંબા ફળની ઓળરે, બીજે કંઇ.
એક ચકોર ચારે દિશાએ આથડયોરે,
દીપમાળાઓના જોયા ઝગઝગાટરે. બીજે કંઇ.
જ્યારે ચળકતો ચંદરમા આકાશે ચઢયોરે.
ત્યારે ચોટયું એનું ચંદરમામાં ચિત્તરે, બીજે કંઇ.

---

૩૬

જીરે પીઠીમાં કેસર કસ્તુરી, જીરે પીઠીમાં મરી ને કપૂર, લાડકડાને પીઠી ચઢે.
જીરે પીઠીમાં અત્તર અરગજા જીરે પીઠીમાં ચંદનચૂર. લાડકડા.
જીરે દશરે દિશા આખા દેશમાં, જીરે પીઠીની પ્રસરે સુવાસ. લાડકડા.
પીઠી વાળે છે વાન શરીરનું, થાય પીઠીથી રૂપ પ્રકાશ. લાડકડા.
પીઠી મોંઘી મળે મુલતાનમાં, સાત સોનૈયાના સવાશેર. લાડકડા.
ચઢે પીઠી તો ઉમદા અમીરને, જે લક્ષ્મીની હોય લીલાલ્હેર. લાડકડા.
પીઠી ચંદરણા જેવી ચળકતી, પીઠી શીતળ ચંદ્ર સમાન. લાડકડા.
પીઠી અમરવેલી જેવી ઔષધી, પીઠી દે છે આનંદનિદાન. લાડકડા.

મળી એવે સુવાસણી સુંદરી, પીઠી ચોળે ને મંગળ ગાય. લાડકડા.
પીઠી ચોળી અંઘોળ કરાવિયું, કહે કવિવર સરસ દેખાય. લાડકડા.

---

## રૂકિમણી વિવાહ

૩૭

પ્રથમ શ્રી ગુરૂ ગણપત પ્રણમું પ્રીતે, શ્રીકૃષ્ણ રૂપ રૂદયે ધરૂંરે:
શ્રી રૂકમણિજીનો વિવા સંક્ષેપે, પદબંધ પ્રેમ ધરી કરૂંરે. ૧
શ્રી ભાગવત દશમસ્કંધ મધ્યે, ત્રેપનમા અધ્યાય વિશેરે;
શુકજી કહે સુણો રાય રૂકિમણીજીનું, હરણ કર્યું દ્વારિકાંધીશેરે. ૨
વૈદર્ભદેશ વિખ્યાતરે રાજાજી, કુંદનપુર ત્યાં કોડામણુંરે;
રાજ રૂડું ભિમકરાય ભુપતજી, ભાગ્ય શું વરણવું તે તણુંરે. ૩
પુત્ર પાંચ તેમાં જ્યેષ્ટ રૂકમૈયો, પુત્રી છે એક રૂકિમણીરે;
પ્રગટયાં છે શ્રી મહાલક્ષ્મીજી પોતે, ગુણ શા કહું હું તેના ભણીરે; ૪
કન્યાકાળ કુંવરીજીને આવ્યો, માત પિતા બંધુ ધારીયુંરે;
રૂપ ગુણ સમોવડ સહુ રીતે, શ્રીકૃષ્ણ વર એ વિચારીયુંરે. ૫
કુટુંબ સહોદર સહુકોને ભાવ્યું, એક રૂકમૈયાને ના ગમ્યુંરે·
એરે ગોવાળ કેમ વરે મારી ભગની, કન્યા દીધી ત્યાં કરૂં ન હુંરે. ૬
દમઘોષનો સુત શિશુપાળ રાજા, કુળવંત છે જગ નામનારે;
તેની સંગે મારી બેની પરણાવું, સમરથ કો સમે કામનારે. ૭
એમ કહીને તતકાળજ ઉઠયો, વેગે કહાવ્યું શિશુપાળનેરે;
લગન ઉપર જાન લેઇ વહેલા આવે, લાવે સંગ બહુ ભુપાળનેરે. ૮
સુણી એમ સનમન થઇ સહુ ઉઠયા, ઉદ્યમ માંડયો વિવા તણોરે;
સુણી રૂકિમણીજીને તો ઝેરજ લાગ્યું, ઊર પરિતાપ થયો ઘણોરે. ૯
જે જે દેશથી જે દ્વિજ આવે, સહુને પુછીને નિશ્ચે કર્યુંરે;
સરવે કહ્યું નહીં કો કૃષ્ણ તોલે, સાંભળીને ચિત્ત ત્યાં ઠર્યુંરે. ૧૦

નારદે કહ્યું પણ સહુ ગુણ પુરણુ, એક શ્રી કૃષ્ણ નિશ્ચે કરીરે;
એવું સુણીને દેહ આત્મા પોતાનો, મન થકી અરપ્યો શ્રી હરિરે. ૧૧
અન્ન ન ભાવે ને નિંદ્રા ન આવે, કહેવાય નહીં દુઃખ કોઇનેરે;
નાથ સંભારે ને નિશ્વાસ મૂકે, રાત દિવસ કાઢે રોઇનેરે. ૧૨
એવામાં જાન લેઇને શિશુપાળ આવ્યો, સાથે છે રાજા બીજા બહુરે;
કાશીરાજ દંતવકત્ર જરાસન, સાલ્વ સહિત સેન્યા સહુરે. ૧૩
સામા જઇને ભુપે સનમાન કરીને, લાવી ઉતાર્યા છે બાગમાંરે;
આવ્યો છે કોડે પણ જશે માથે બોડે, ધિક્કાર ફટ એના ભાગ્યમાંરે. ૧૪
દુષ્ટ આવ્યો સુણીને કુંવરીજીને, તાલાવેલી લાગી તનમાંરે;
ક્યમ કરૂં કોની સંગે રે કહાવું, ધારે વિચારે છે મનમાંરે. ૧૫
એવામાં એક આશ્રિત દ્વિજ ઘરનો, આવ્યો દેખી ધાર્યું ચિત્તમાંરે;
સાન કરી તેડયો સુકુમારી, આવો ગુરૂજી એકાંતમાંરે. ૧૬
તેડી બેસાડીને કર્યો મનસુબો, પત્ર લખીને એક આપીયુંરે;
દ્વારામતિ પતિને જઇ આપો, કહેજો જે દુઃખ અહિં વ્યાપીયુંરે. ૧૭
ત્રણ દિવસમાં છે લગ્ન તે કહેજો, વેહેલા વળજો પેખું પંથનેરે;
અંબિકા પુજી પાછી વળું ત્યાંથી, મુજને હરે કેહેજો કંથનેરે. ૧૮
શીખવી સંદેશો ને વિપ્ર વળાવ્યો, વાડવ ચાલ્યો વેગે કરીરે;
વાત છે ગમતી તે એક દિવસમાં, દ્વારિકાં દેખાડી શ્રીહરિરે. ૧૯
નિરખતો નગર શોભા દ્વિજ ચાલ્યો, જોતાં પ્રસન્ન ઘણું થયોરે;
પૂછતો પૂછતો હરિ મેહેલ આવ્યો, દ્વારે આવીને ઉભો રહ્યોરે. ૨૦
પ્રભુજીને કહાવ્યું પ્રતિહાર સાથે, કહો કોઇ બ્રાહ્મણ આવીયોરે;
આજ્ઞા જો હોય તો મેહેલ મધ્યે આવે, પત્ર કોઇએકનું છે લાવિયોરે. ૨૧
દ્વારપાળે સંભળાવ્યું શ્રી પ્રભુજીને, પત્રથી વાત સાંભળીરે;
નાથ કહે લાવો તે દ્વિજ રખે બાળો, અંતરજામી પામ્યા રળીરે. ૨૨
સાંભળી વચન ને સેવક દોડયા, ભટજીને ભુવનમાં લાવીયારે;
દેખી પ્રભુ સિંહાસન થકી ઉઠયા, દ્વિજવર ત્યાં પધરાવિયારે. ૨૩

અર્ઘ પાદ્ય સહિત પુજા કરી વિધીયે, વંદન કીધું વિશ્વંભરેરે;
ભોજન કરાવીને તાંબુલ આપ્યું, પોઢાડયા ચારૂ મનજા પરેરે. ૨૪
પાસે બેઠા એક શ્રીહરિ પોતે, અવર નહિ કો તેણે સમેરે.
હસ્ત જોડી શ્રીહરિ એમ બોલ્યા, ધન ભાગ્ય પધાર્યા તમેરે. ૨૫
તમ સરીખા મુનીવર મહા દુરલભ, અતેથી સંત તપોનીધિરે;
એમ વિનય વિવેક મધુર વચનથી, આગતા સ્વાગતા બહુ કીધીરે. ૨૬
કહો રૂષિ કારણ પધાર્યાનું હાવાં, કોણ દેશ થકી આવીયારે.
વિદર્ભ દેશ વિષે અમો વસીએ પત્ર આપ્યો એક લાવીયારે. ૨૭
તે આદર સહિત લીધું પત્ર પ્રભુજીએ, પ્યારીનું છે ઉર ચાંપિયુંરે;
જોતાં અશ્રુનાં બિંદુ માંહે દીઠાં, વિરહ મુદ્રા જાણે છાપિયુંરે. ૨૮
પ્રીત પ્રિયાની દેખી નેત્ર ભરિયાં ગદગદ કંઠે થયા ઘણુંરે.
પત્ર આપ્યું પાછું ભટજીના કરમાં, વાંચો તમો ને અમો સુણુંરે. ૨૯
વાંચે છે વિપ્ર શ્યામ ધરે શ્રવણે, પ્રથમ લખ્યું એમ પ્રેમદારે;
સ્વસ્તિ શ્રી દ્વારિકાં નગરીના નાયક, રાજ રાજેશ્વરી છો મદારે. ૩૦
ત્રિભોવન નાથ અનાથના બંધુ, સમરથ ચતુ ચિંતામણીરે;
કુંદનપુરથી લખિતંગ તમપદ, પંકજ કિંકર રૂકિમણીરે. ૩૧
પ્રાણપતિ અભિવંદન તેના, અગણિત સેવમાં લાવજોરે;
જત અત્ર રાખી છું તેમ રહી છું, કુશળ સહિત વેહલા આવજોરે. ૩૨
અપરંચ એજ લખ્યા કારણ છે, સહુ ગુણ રીતિ સુણયા હરેરે;
તે થકી ચિત્ત મારૂં તમમાં લોભાણું, મન થકી હું તમને વરીરે. ૩૩
આપ કહેશો કુળવંત કન્યાને, ના ઘટે કેહેવું સામું કંથનેરે;
તે પણ સત્ય લૌકિકની રીતે, પણ ના હોય તમ પંથનેરે. ૩૪
હું નો તમારી સદા છું વિચારો, તે માટે મન તેમાં ઠરેરે:
પણ ફરતી સુણી વિશ્વમાં વનિતા, કોણ એવી જે તમને ના વરેરે. ૩૫
માટે સો વાતની [illegible] આવે સમે રખે ચુકતારે;
[illegible] દિવસમાં લગ્ન છે [illegible], પણ ત્યાંથી રખે ચુકતારે. ૩૬

તેડયો રૂકમૈયાનો શિશુપાળ આવ્યો, બીજા સૌને તમો ભાવતારે;
સિંહનો ભાગ શિયાળ ના પામે, જો જો આળસ ઉર લાવતારે. ૩૭
આળસ કરશો જો જીવન મારા, તો મારા પ્રાણ નિશ્ચે જશેરે;
જન્મોજન્મ તમને નહીં ભૂલું, જ્યારે મળશો સુખ ત્યાંહાં થશેરે; ૩૮

---

૩૮

લીલી ઘોડી ને પીળા ચાબખો, ઘોડી ગણે ગાજે,
લીલુડાં જડાવ પલાણ, બ્હેરાણુ મારી છદે નાચે.
ઘોડા ચઢી જીયાવર સંચર્યા, ઘોડી ગણે ગાજે,
મોહી રહ્યા ચકલાના લોક, બ્હેવાણુ મારી છદે નાચે.
( વગેરે. )

---

૩૯

કુંવર હેલો હરા ઘોડે ચઢિયા, એમના કાને ઝાસકા પડિયા.
કુંવર હદિનાં ગોરમડાંરે ખાટાં, એમના વેરીનાં હૈડારે ફાટયાં.
કુંવર ખુંપે છે અસરો ને મસરો, જોવા આવ્યાં છે સાસુ ને સસરો.
વરને ખુંપે છે જડિત ખાપ, સાજનમાં શોભે એનો બાપ.
વરને ખુંપે તે જડિયા છે હીરા, સાજન સોહીએ જીયાવરના વીરા.
વરના ઘોડા આગળ ફુલવાડી, ફરતી ઝાલે જીયાવરની માડી.
ખરચ ખુંટણે છે કામધેન લુણ ઉતારે જીયાવરની બેન.

---

૪૦

એક લીલી તે લીલી લીંબડી,
એને લાલુડાં જડિત પલાણ રે, જગ લીંબડી.
મારા સોએ બેઠા ને ઘણા હાથિયા,
મારા સાજનનો નહિ પાર રે, જગ લીંબડી.

મારા હાથી દેખીને વ્હેવાઇ બ્હી ગયો,
મારી કેમ કરી રહેશે લાજ રે, જગ લીલડી.
મારા નંદુભાઇએ સાનમાં સમજાવિયા,
તમારી ભલેરી રાખીશું લાજ રે, જગ લીલડી.

---

૪૧

વર તો બહુરે હોંસીલો, વર તો બહુરે ખંતીલો,
કન્યા મૃગનેણી જુએ એની વાટરે, નગારાં વાગે ધીનાં ધીનાંરે.
વર તો સોનીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને હુતરીઓ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે૦
વર તો માળિડાની શેરી વચ્ચે સંચર્યોરે,
વરને કલગીઓ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે૦
વરે તો ગાંધીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
એને શ્રીફળ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે૦
વર તો ડોસીડાની શેરી વચ્ચે સંચર્યોરે,
એને શિરબંધ વસાવતાં લાગી વારરે, નગારાં વાગે૦
વર તો ઝવેરીની શેરી વચ્ચે સંચર્યોરે,
હીરા કંકણુ વસાવતાં લાગી વારરે. નગારાં વાગે૦

---

૪૨

શેરી શેરી ઘુઘરડા વાગે છે, કોઇ ઉમરાવજાદો આવે છે,
કોઇ જાણુ કરો ને પિછાણુ કરો, પેલા નવલા વ્હેવાઇને જાણુ કરો.
તારી શેરી છે સુંવાળીરે, તારી ઘર ધણીઆણી કાળીરે,
મારી જાનમાં આવ્યા મોટારે, વ્હેવાણુ જળ ભરી લાવે લોટારે.
વ્હેવાણુ લેજેરે તું કંકાવટીરે, તારે બારણે આવ્યો નાણાવટી.
વ્હેવાણુ લેજેરે તું સોપારી, તારે બારણે આવ્યો વેપારી.

---

( વગેરે. )

૪૩

હળવે હળવે પુંખરે મોટા ત્રાપા, બાળાવરને વાગે છે સાઠી ચોખા.
રવૈએ ના પુંખીશ મારી વ્હેવાણુ, રવૈઓ તારે વલોવવાને જોઇશે.
મુસળે ના પુંખીશ મારી વેવાણુ, મુસળ તારે ખાંડવાને જોઇશે.
તરાકે ના પુંખીશ મારી વ્હેવાણુ, તરાક તારે કાંતવાને જોઇશે.
સંપુટે ના પુંખીશ મારી વ્હેવાણુ, સંપુટ દીવો કરવા જોઇશે.

૪૪

સુરત શહેર વસે એક સોનીરે, સોની ઘડજે લાડકડાની પોંચીરે,
એની પોંચીએ ઝાઝા હીરારે, પોંચી લાવે લાડકડાના વીરારે.
મુંબઇ શહેર વસે એક જડીઓરે, જડીઆ જડજે લાડકડાનીપોંચીરે,
અમદાવાદ વસે એક ઝવેરીરે, ઝવેરી પરખ લાડકડાની પોંચીરે.
એની પોંચીએ ઝાઝાં મોતીરે, પોંચી લાવે મામી પનોતીરે.
બાજુબંધ સરીખડી પોંચીરે, પોંચી० (વગેરે.)

૪૫

લાડકડી ચઢીરે કમાડ, બાળાવરને નિરખવારે;
દીકરી ! એ વર તેં ક્યાં જોયો, ને શેણે તારાં દિલ વસ્યાંરે.
નિશાળે ભણતેલો જોયો, અક્ષરે મારાં મન વસ્યાંરે !
દાદાજી એ વર જોજો, એ વરે મારાં દિલ વસ્યાંરે;
એવો એ શો છે રૂપાળો, દીકરી ! તારે દિલ વસ્યોરે.

૪૬

(મામેરૂં મોંઘા મૂલનું)

આજે આનંદે ઓચ્છવ આદર્યો,
આજે મંગળ અવસર થૈર, સજોડે સાજન મળ્યાં.

દેવ દેવીઓ સાથે પધારીયા,
ગણપતિએ કરી વળી મ્હેર, સજોડે સાજન મળ્યાં.
આવ્યાં ગોર ગોરાણી સજોડલે,
દેખી હૃદયે થઇએ રળિયાત, સજોડે સાજન મળ્યાં.
ભલે ભાઇ ને ભોજાઇ પધારીયાં,
ભલે આવ્યાં દેરાણી દીએર, સજોડે સાજન મળ્યાં.
જેમ પુષ્પની સાથે સુવાસના,
જેમ વીજ સાથે વરસાદ, સજોડે સાજન મળ્યાં.
જેમ ચંદ્ર સાથે હોય રોહિણી,
જેમ મિઠાશ સાથે સુસ્વાદ, સજોડે સાજન મળ્યાં.
જેમ જ્ઞાનની સાથે ગુણાવળી,
જેમ વૈભવ સાથે વિવેક, સજોડે સાજન મળ્યાં.
જેમ ધર્મની સાથે દયા દીસે,
એવાં એવાં છે ગણતાં અનેક, સજોડે સાજન મળ્યાં.
આજે શોભે છે આંગણું આપણું,
આજે ધન્ય છે આપણું ધામ, સજોડે સાજન મળ્યાં.
ઇશ્વર રાખો અખંડ સૌ જોડલાં,
દે છે આશિષ દલપતરામ, સજોડે સાજન મળ્યાં.

---

૪૭

( ભમરો ઉડેરે–એ રાગ )

ગાજે છે જાણે મેહુલોરે, વાગે છે વાજીંત્ર વિશાળ જીયાવરની જાનમાંરે,
ચમકે છે બળદો ચાલતાંરે, ધમકે છે ઘુઘરમાળ, જીયા.
શાણા ઘણા સરદાર છે રે, રાણા અને વળી રાય, જીયા.
નેક નરેશની નારીઓરે, એક એકથી ઉત્તમ એક, જીયા.
ખંજન સરખાં નેણ છેરે, અંજન તેમાં આંજેલ, જીયા.
આરસપરસ ઈંદ્રાણીઓરે, સરસ પોષાક સજેલ, જીયા.

ચરણે શોભે સોના સાંકળાંરે, કરણે શોભે કલાફૂલ, જીયા.
જ્યોતિ તો ઝગમગે ઝાલનીરે, મોતીનું ન કરાય મૂલ, જીયા.
વાણી મધુરી મુખથી વદેરે, જાણીએ બ્રહ્મકુમારી, જીયા.
પરમ પવિત્ર પતિવ્રતારે, ધર્મ રૂડો ધરનારી, જીયા.
નરની સુરત દિસે શોભતીરે, વરની સાથે દલ પીમ, જીયા.
મલપતી દેખી મંડળીરે, દલપત દેશે આશીષ, જીયા.

૪૮

વર કન્યા કંસાર જમે, જાનૈયાની દાઢ ગળે.
લાડાને કંસાર ન ભાવરે, લાડી તો ડુચે ડુચે ખાયરે.
લાડો તો સુકાળમાંથી આવ્યોરે, લાડી તો દુકાળમાંથી આવીરે.
( વગેરે. )

૪૯

વર કન્યા કંસાર જમે, જાનૈયાની દાઢ ગળે,
કોળિયો કંસાર આપે તો ખાઇએ, નહિ તો આ ચાલ્યા રૂઠી જઇએરે.
એક ઝારા ઉપર ઝારીરે, આ તો કન્યા થઇ અમારીરે.
એ તો અમારાં કહ્યાં કરશેરે, સાસરિયાના થઇને ફરશેરે.

૫૦

તળીઆં ઘીમાંનાં ઘેબર મુજને મીઠાંરે લાગે,
સામા ઓરડિયામાં અધમણ ચોટું,
જીયાવર પરણે તે મેં અચરત દીઠું—તળીઆં૦
સામા ઓરડામાં અધમણ અડદી,
જીયાવર પરણે હું તો જોઇને ઠરતી—તળીઆં૦
સામા ઓરડામાં અધમણ જીરૂં,
પરણી વહુવારૂ હું તો કોઇને ન ધીરૂં—તળીઆં૦

# શિવવિવાહ

૫૧

પ્રથમ સમરૂં સરસ્વતી માય, જેથી કામ સકળ શુભ થાય;
સિદ્ધિના સ્વામીજી બુદ્ધિ આપજો રે. ૧
પ્રથમ કહું છું કર જોડી, મારામાં બુદ્ધિ છે થોડી;
પ્રીતે કરીને પૂજીએ શ્રી મહાદેવને રે. ૨
એ સર્વેની કીરપા થાય, ત્યારે તો દુઃખ મારાં જાય;
સકળ મનોરથ સેજે પુરા થાય રે. ૩
એક સમાની કહું છું વાત, દેહ મૂકયો ઉમિયા માત;
મેનાને મંદિર પારવતી પ્રગટીયાં રે. ૪
પાવતી શિવ વરવા કાજ, મેનાને કહ્યું મૂકી લાજ;
તપ કરી પરણું પ્રીતે શિવ મહાદેવને રે. ૫
પાંચ વરસનાં થયાં જ્યારે, મહા વનમાં ગયાં ત્યારે;
તપ કરી પરણું શ્રી મહાદેવને રે. ૬
એમ કરી મહા વનમાં ગયાં, જય વિજયા બે સાથે રહ્યાં;
આસન વાળી ધ્યાન ધર્યું પરિબ્રહ્મનું રે. ૭
શિવનું ધ્યાન હૃદેમાં ધરતાં, નિદ્રા જળ ભોજન નથી કરતાં;
પંચાગ્નિ સાધ્યા છે શિવને કારણે રે, ૮
પાંચ અક્ષર જપ મુખથી બોલે, તેથી તો ત્રિલોક જ ડોલે;
પુરણ તપ જોઇ શિવ પોતે પધારીયા રે. ૯
નૌતમ રૂપ ધર્યું બ્રહ્મચારી, ગંગા તટ આવ્યા ત્રિપુરારી;
પારવતીની પાસે શિવ પધારીયા રે. ૧૦
સામું જોઇ શંકર એમ કહે છે, આ વનમાં કોઇ અબળા રહે છે;
શા કારણ તું કાયા કષ્ટે કામની રે, ૧૧
પારવતી કહે શંકર સંગે, પરણીને રહેવું અરધાંગે;
તે કારણ દમું છું મારા દેહને રે. ૧૨

એમ કહી પારવતી જાય, મહાદેવને મન ચિંતા થાય;
મુજ માટે શોષાવે એના દેહને રે. ૧૩
કપટ કર્યું છે ભોળાનાથે, બોલે છે પારવતી સાથે;
જે માગો તે હેતે કરીને આપીએ રે. ૧૪
માગ્ય માગ્ય તું મારી પાસ, જે માગે તે પુરૂં આશ;
મારૂં મન મોહ્યું તુજ પર માનુની રે. ૧૫
ધન્ય ધન્ય કહે છે શૂલપાણી, અસ્તુ કહી શિવ બોલ્યા વાણી;
તેં માગ્યો તે વર તુજને આપશું રે. ૧૬
એમ કહી શિવ કૈલાસે જાય, ગીરજાને તુઠયા શિવરાય;
માતાને મંદિર પારવતી પ્રગટીયાં રે. ૧૭
શિવજીએ વિચારી પેર, સપ્તર્ષિ તેડાવ્યા ઘેર;
અનિરૂદ્ધની સંગાથે મુનિવર આવીયા રે. ૧૮
મેનાને કહી માંડી વાત, સમજાવો હિમાચળ તાત,
શિવ સાથે સંપૂરણ વિવાહ કીજીએ રે. ૧૯
મુનિવર કે શિવ વરવા કાજ, વિવાહ ક્રિયા કરવા કાજ;
એમ મેનાને સમજાવી વિવા આદર્યો રે. ૨૦
લગ્ન લીધાં છે કુમકુમ ઘોળી, પારવતીને પીઠી ચોળી;
વિવા વચ્ચે ત્રણ દિવસના આંતરા રે. ૨૧
સતી પાસે મુનિવર આવ્યા, હરખે નારદને બોલાવ્યા;
ધ્યાન કરંતા નારદજી ત્યાં આવીયા રે. ૨૨
નારદજી ત્યાં આવ્યા ચાલી, સાથે બ્રહ્માને બોલાવી;
ઇંદ્રાદિક કૃષ્ણાદિક સર્વે આવીયા રે. ૨૩
એ સરવેને લાવ્યા તેડી, નગારે વાગી છે ગેડી;
શિવશંકર ભોળાનાથ ચાલ્યા પરણવા રે. ૨૪
ઓસધિપ્રસ્થે જાન પધારી, જેવા મળી નગરની નારી;
શિવજીને જેવા ત્યાં મેના આવીયાં રે. ૨૫

અદ્ભુત રૂપ ધર્યું અવિનાશી, જોતાં મેના ગયાં નાસી;
મૂર્છા આવી બોલાવ્યાં બોલે નહી રે. ૨૬
મૂર્છા વળી ઘડી બે જ્યારે, મેના તો ત્યાં બોલ્યાં ત્યારે;
પંડ પડે પણ એ વરને પોંખું નહીરે. ૨૭
પારવતી ત્યાં મુખથી બોલે, ત્રિભુવનમાં નથી શિવજી તોલે;
પુત્રી કહે એવો વર બીજો કો નથી રે. ૨૮
હિમાચળ તો બધું સમજે છે, મેના તો મનમાં નથી લેતાં;
કપટ કરી કૃષ્ણે સમજાવ્યાં સુંદરી રે. ૨૯
માસે તો મેનાએ માન્યાં, ધોળ મંગળ નારીએ ગાયાં;
પ્રીતે પોંખ્યા છે પરિબ્રહ્મને રે. ૩૦
મંડપમાં પધરાવ્યાં પ્રીતે, કન્યાદાન દીધાં એ રીતે;
બ્રહ્માએ ત્યાં ફેરા ફેરવ્યા રે. ૩૧
પારવતીને સોળ શણગાર, જે જોઈએ તેવા તૈયાર;
રથ ઘોડા પાલખી શિવને આપીયાં રે. ૩૨
મેના તો કહે છે શીશ નામી, મેં નવ ઓળખ્યા અંતરયામી;
શિવદાસના સ્વામીજી વહેલા આવજો રે. ૩૩

---

## ૫૨

# દમયંતી સ્વયંવર

ભીમકકુમારી જે છે દમયંતી,
ખંતી સ્વયંવરવંતી રે, રાયે મંડપ રચીયો.
તાતની પાસે જઈને વિચાર્યું, ચિત્ત સ્વયંવર ધાર્યું રે. રાયે.
તાત વિદેશના ભૂપ તેડાવે, નગરપડો વજડાવો રે. રાયે.
પુત્રીએ પ્રીતે વિનતી ઉચ્ચારી, વાત તે મનમાં ધારી રે. રાયે.
આવ્યા વિદેશથી ભૂપ ઘણેરા, આવીને દીધા છે ડેરા રે. રાયે.

ઇંદ્ર ને ચંદ્ર કુબેર જ આવ્યા, ભીમકને મન ભાવ્યા રે. રાગે.
અગ્નિ ને યમ નિજ પુરથી આવ્યા, વૈમાનના રથ લાવ્યા રે. રાગે.
નૈષધ દેશથી નળરાય આવ્યા, સુવર્ણ પુષ્પે વધાવ્યા રે. રાગે.
ઋતુપર્ણ રાજા રથે ચઢી આવ્યો, સૈન્યા સકળ શુભ લાવ્યો રે. રાગે.
રાજગુરુએ મુહૂર્ત નિરધારી, કીધી સકળ તૈયારી રે. રાગે.
રાજસભા શણગાર સજાવી, કુળ દીપકથી દિવાળી રે. રાગે.
કુળ વિધિ થકી આસન આપ્યાં, તે પર સૌનાં નામ છપાવ્યાં રે. રાગે.
પ્રતિહાર છડી ધરી કહેતો, સૌ નૃપનાં નામ લેતો રે. રાગે.
ભીમકકુમારીએ સજ્યા શણગાર, હાથ ગ્રહી વરમાળ રે. રાગે.
રૂમઝુમ પાયમાં નેપુર વાગે, રૂપ થકી શશી લાજે રે. રાગે.
ધીમે ધીમે સા ભુપ નિરખતી, ઉર ઘણું હરખાતી રે. રાગે.
આવી ઉભી નળરાય જ્યાં નિરખ્યા, પ્રેમે પરસ્પર પરખ્યાં રે. રાગે.
એવે દીઠું એક અચરજ એવું, આગળ જોયા ના જેવું રે. રાગે.
નજર થકી નળ પાંચ જણાયા, વરમાળ વરવાને ધાયા રે. રાગે.
ભીમકકુમારી પડી ઝંખવાણી, નેત્રે ભરાયું છે પાણી રે. રાગે.
દૃષ્ટિ કરે પ્રિયા દાસની સામે, પૂછ્યાં ભુપનાં નામ રે. રાગે.
પંચ નળ થઇ નામ સૌ દેતા, હું નળ હું નળ કહેતા રે. રાગે.
ભીમકસુતા ત્યાંથી પાછી ફરી, તાત ભીમકને મળી રે. રાગે.
સકળ વૃત્તાંત કહ્યું તાતની પાસે, કુંવરી ઉભી છે ઉદાસે રે. રાગે.
કહે કુંવરી કોઇ ભુપને ભાળી, પછી નૃપે તેને ખાળી રે. રાગે.
પૂજ્ય પિતાજી કહું શીશ નામી, આવી પડી એ ખામી રે. રાગે.
નૈષધ ભૂપતિ પાંચ જણાયા, વરમાળ વરવાને ધાયા રે. રાગે.
વરવાને ખટપટ ખુબ મચાવી, મુજ મનમાં નહીં ફાવી રે. રાગે.
પૂજ્ય પિતા તમે ચાલો સાથે, દેખાડોને નૈષધ નાથ રે. રાગે.
આવી ઉભા નળ પાંચ હતા જ્યાં, ત્યાં વળી રૂપ બીજા રે. રાગે.
વાંદરા રીંછ ને તેમ બિલાડી, ભાનમુખો છે અગાડી રે. રાગે.

અગ્નિએ ઇંદ્રને રીંછ બનાવ્યો, ઇંદ્રે અગ્નિજીને શ્રાપ્યારે. રાયે.
ઇંદ્રે હુતાશન વાંદર કીધો, યમને વરૂણે શ્રાપ દીધોરે. રાયે.
વરૂણ આવીને ઉભા અગાડી, યમરાયે કીધી બિલાડી રે. રાયે.
એ સઉ રૂપ જુએ દમયંતી, વિચાર મનમાં ભમયંતીરે. રાયે.
પિતા પુત્રી અને પ્રભુને સ્તવે છે, દૃષ્ટિએ ઉંચું જુવે છે રે. રાયે.
ખુબ હસી હસી તાતને પૂછે, કૌતક તાત આ શું છે રે ! રાયે.
રાય ભીમકજી હસી હસી બોલ્યા, શું દિગપાળ જ ડોલ્યારે. રાયે.
આકાશે વૈમાન ચાર જણાયાં, તાતે પુત્રીને ગણાવ્યાંરે. રાયે.
ચારે દેવો તણી દેવીઓ આવી, નારદે યુક્તિ લડાવી રે. રાયે.
દેવી કહે મુનિ આ શું કરે છે, દેવ શું બીજી વરે છે રે. રાયે.
દેવ દેવીની નજર થઇ એક, છુટયા છે દેવના ટેક રે. રાયે.
શ્રાપ પરસ્પર ફોક જ કીધા, રૂપ ધરી મૂળ લીધાં રે. રાયે.
નૈષધ ભુપ રહ્યા તહિં એક, ધરી પ્રભુજીની ટેક રે. રાયે.
ભેરી મરદંગ ને વાગે છે તાલ, આરોપી ત્યાં વરમાળ રે. રાયે.
માળા પુષ્પની અશ્વનો મંત્ર, ઇંદ્રે આપ્યો છે સ્વતંત્ર રે. રાયે.
અગ્નિ દેવે કહ્યું તું નહી દાઝે, પ્રગટ થાઉં જ્યાં તું માગે રે. રાયે.
જે ચિન્તવન તુજ નામનું કરશે, વૈકુંઠમાં જઇ ઠરશે રે. રાયે.
વરૂણ કહે સાંભળો નળરાય, જ્યાં સ્મરણ કરાય રે. રાયે.
ત્યાં પ્રગટું ને બીજો વર મૂકું, કાષ્ટ સુકું થાય લીલું રે. રાયે.
ભીમકસુતાને દીધો કર માથે, અમૃત અવે જે હાથે રે રાયે.
ભીમકસુતાનો સ્વયંવર જે ગાશે, વાસો વૈકુંઠમાં થાશે રે. રાયે.
દમયંતીનું સુખ સંપૂરું મળશે, શુદ્ધ બુધ્ધ આશા ફળશે રે. રાયે.

# સીતાસ્વયંવર

## ૫૩

સીતા સ્વયંવર રચીયોરે, રાયે મંડપ રચીયો.
મોટી મનોહર મંડપશાળા, હેમના સ્તંભ નિરાળારે, રાયે.
કંચન મંચક અનુપમ ઢાળ્યા, પધરાવી ભૂપની બાળા રે. રાયે.
જનક પાસે ઉભાં જાનકી આવી, ધનુષ્યને પુષ્પે વધાવી રે, રાયે.
ધનુષ્ય પૂજન કીધું ભૂપાળે, ચંદન પુષ્પ ને હારે રે, રાયે.
ઢોલ શરણાઇ ને દુંદુભી વાગે, ઘોર ગગન લગી ગાજે રે, રાયે.
રઘુપતિ આગળ ભૂપતિ બળિયા, ચંદ્ર આગળ જેમ તારા રે, રાયે.
જે કોઇ શિવજીનું ધનુષ ચઢાવે, જાનકીકંથ કહેવાયેરે, રાયે.
તેડાવ્યા ભૂપ સકળ દેશ કેરા, આવીને દીધા છે ડેરા રે, રાયે.
વાસુકી આવ્યા અનુપમ વેષે, ન ચઢયું ધનુષ્ય જોને શેષે રે, રાયે.
ઇન્દ્ર આવ્યા નવ ઇન્દ્રને રૂપે, ન ચઢયું ધનુષ્ય સુર ભૂપે રે, રાયે.
દશ દિગપાળનો લાગ ન લાગ્યો, સર્વ તણો ગર્વ ભાગ્યો રે, રાયે.
લંકા થકી રાજા રાવણ આવ્યો, મનમાં ઘણો હરખાયો રે, રાયે.
કહે રે જનક તારે શું પડયું કામ, તેનું તે દે મુજને નામ રે, રાયે.
જે કોઇ શિવજીનું ધનુષ્ય ચઢાવે, જાનકીકંથ કહાવે રે, રાયે.
વાળી અરવટી ને બાંધી પરવટી, મુગટને જોયા તપાસી રે, રાયે.
જઇને રાયે પેલું ધનુષ્ય ઉપાડયું, ઉપડયું કહિ નહિ કેમ રે, રાયે.
લથડયું ધનુષ્ય ને મહીપતિ હસીય મુગટ મુસ્તકથી ખસીયા રે, રાયે.
ધનુષ્ય તળે વીસ ભુજ ભરાયા, કાઢતાં કર કચરાયા રે. રાયે.
ત્યારે જનકરાય કહે છે વાણી, ફરશુરામે પૃથ્વી નક્ષત્રિ કીધી,
વીર કળા હરી લીધી રે, રાયે.
ત્યારે લક્ષ્મણજી બોલ્યા છે રે વાણી, લોચન ક્રોધે ભરાણાં રે, રાયે.
કહો તો બ્રહ્માંડને પાટુએ પાડું, સાત સાગર કહો તો સામટા ભેળું,

આભના તારા ઉતારું રે, રાધે.
ત્યારે લક્ષ્મણને વાર્યા રઘુનાથે, આપણે આવ્યા ગુરુની સાથે રે, રાધે.
કહ્યા વિના કશું કામ ન થાએ, સેવા તણું ફળ જાએ રે, રાધે.
ત્યારે ગુરુજી બોલ્યા છે રે મુખથી, ધનુષ્ય ચઢાવોને સુખથી રે, રાધે.
તમે ન આવે ધનુષ ન ભાગે, રવિકુળમાં લાંછન લાગે રે, રાધે.
ત્યારે ઉઠ્યા સુણી વચન કરુણે, ગુરુને લાગ્યા છે ચરણે રે, રાધે.
હાથે બાજુબંધ હીરાની વીંટી, ધનુષ સામી દૃષ્ટિ કીધી રે, રાધે.
ના વાળી અટપટી ના બાંધી પરવટી, ના જોયા મુગટ તપાસી રે, રાધે.
જઈને ધનુષ ઉપાડ્યું મોરારી, લાગ્યું કુસુમ સમું ભારી રે, રાધે.
ભાગ્યું ધનુષ્ય ને થયા ત્રણ કટકા, સાત પાતાળમાં ધુળ ઉડી,
શિવની સમાધી છુટી રે, રાધે.
ભાગ્યું ધનુષ્ય ને થયો જયજયકાર, આરોપી વરમાળરે, રાધે.
ભાગ્યું ધનુષ્ય ને થયો જયજયકાર, આરોગ્યો કંસાર રે, રાધે.
કોઇ કહે આપણે એવું કરીએ, જાનકી ઝડપીને વરીએ રે, રાધે.
કોઇ કહે આપણે એવું ન થાયે, મારીને મહિ તજી ઘાલે રે, રાધે.
કોઇએ શીખ માગી ના માગી, કોઇએ જનકપુરી ત્યાગી રે, રાધે.
સીતા સ્વયંવર જે કોઇ ગાશે, મનવાંછિત ફળ થાશે રે, રાધે.

---

૫૪

ઢોલ ઢમક્યારે વર વહુના હાથ મળ્યા,
હાથ ચમક્યારે, વર વહુના હાથ મળ્યા.
વાજાં વાગ્યાંરે, વર વહુના હાથ મળ્યા,
હૈડાં હરખ્યાંરે, વર વહુના હાથ મળ્યા,
પ્રેમે પરખ્યાંરે, વર વહુના હાથ મળ્યા.

૫૫

જેમ દૂધમાં સાકર જાય ભળી,
એમ વર ને કન્યાની જોડ મળી.
જેમ કુંદનમાં જડી હીરાકણી,
એમ વર ને કન્યાની જોડ બની.
જેમ ઈંદ્ર ઇન્દ્રાણીની જોડ ખરી,
તેમ વર ને કન્યાની જોડ ઠરી.
વર કન્યાનું જોડું અખંડ રહો,
સુવાસણીઓ સાદો એમ કહો.

---

૫૬

( ભમરા પહેલો વધાવો–એ રાગ )

સજની ! સપ્તપદીનો સાર સાંભળો,
જેમાં વરકન્યા આપે બે વચનરે,
સુહાગણુ સજની ! સપ્તપદીનો સાર સાંભળો.
કર પકડી કન્યાનો ફરતાં ફેરલા,
પ્હેલે પગલે વરરાજા કે' છે આમરે, સુહાગણુ૦
કરવા ધર્માર્થ કામ મોક્ષ સાધવા,
મારી સંગે જોડાઓ જુવતિ ! આ[illegible]રે, સુહાગણુ૦
વરને અનુસરતી કન્યા વળતી ઉચરે,
ભર્તા ભોગાયતન આ તમ[illegible]રે,
સુંદર વર ! સાક્ષી સૂર્ય અ[illegible] ને સાજન આ બધું.
છબીલા ! છાયાની પેરે હું આપની,
પગલે તમ તણે પગલાં અ[illegible] રે, સુંદર વર૦
મને મન ને તને તન તમ તણે,
પ્રાણે પ્રાણ જોડાણ પ્રાણાધારરે સુંદર વર૦

---

૫૭

અમારે જુઈ ને તમારી વરિયાળી, એ બેને પરણાવો
વ્હેવાઇઓ ! સંપજ રાખો.
એ બેને બોલે બનશે વ્હેવાઇઓ ! સંપજ રાખો.
અમારા કાન્તિભાઇ ને તમારાં કમળાવહુ,
એ બેને પરણાવો, વ્હેવાઇઓ ! સંપજ રાખો,
એ બેને બોલે બનશે વ્હેવાઇઓ ! સંપજ રાખો.
એ બેનું જુગતું જોડું બંધાશે, જોડું બંધાશે ને જગમાં ગવાશે,
પાછળ ખાસડી ખાશે, વ્હેવાઇઓ ! સંપજ રાખો.

---

૫૮

મોજડી વિના શું આવ્યા રે, સુંદર વર રાજા,
મોચીડે શું ભડકાવ્યા રે. સુંદર વર શાણા.
આવોને ઘોડિલો શું લાવ્યા રે, સુંદર વર રાજા,
પૈસાથી શું લોભાયા રે, સુંદર વર શાણા.
નગારાં વિના શું આવ્યા રે, સુંદર વર રાજા,
કૃપણના વેષ ભજવ્યા રે, સુંદર વર શાણા.

---

૫૯

નહિ પરણાવું ઉમિયા શિવને.
એની ગંગાની તીરે ઝુંપડી, કોઇવાર ગંગાજી ઉલટે;
ગંગા ઉલટે ને મારી, પણ રે પારવતી બુડી મરે—નહિ.
શિવની આંખેથી અગ્નિ ઝરે, શિવ કોઇ દિન વિફરે;

શિવ વિહરે ને પછી મારી, પશુ રે પારવતી છળી મરે—નહિ.
શિવને કોટે તે ભોરિંગ કાળા, કોઈ દિવસ તે સળવળે;
બાપ સળવળતાં મારી, પશુરે પારવતી છળી મરે—નહિ.

૬૦

ઉત્તમણ સોનાની દીવીરે, અધમણ રૂપાનું ચાડું રે;
લાવી મેલો માંડવા હેઠ કે, થાય મારા સાજનને અજવાળાં રે.
બેની વિનવજો શારદા બેન રે, તમને દશરથભાઈ કેવા વાલા રે
જનેણે મારી આંખનાં અજવાળાં રે.

૬૧

આણી તેડે ગંગા ને પેલી તેડે જમુનાં રે,
વચમાં સરસ્વતી નદી વહે છે,
સોનાનું બેડું ને રૂપલા ઉઢાણી રે.
સીતાજી પાણીડાં સંચર્યા.
રાસડી ન પહોંચે ને ઘડુલો ન બૂડે રે,
કુવાને કાંઠે ઉભાં રહ્યાં.
સોનાની ગેડી ને રૂપલા દડુલો રે,
રામચંદ્ર રમવા નિસર્યા.
કોણ રાયનો બેટા ને કોણ તારૂં નામ રે,
કીયારે નગરનો ગરાસિયો ?
દશરથરાયનો બેટા ને રામચંદ્ર મારૂં નામ રે,
અયોધ્યા નગરનો ગરાસિયો.
કોણ રાયની બેટી ને કોણ તારૂં નામ રે,
કયી રે નગરીની ગરાસણી ?
જનકરાયની બેટી ને સીતા મુજ નામ રે,

હજીએ છું બાળ કુંવારડી.
પાનનાં બીડાં ને સાત સોપારી રે,
લગન નિરધારી વ્હેલા આવજો.

૬૨

( આછા ઘુંઘટ વહુને-એ રાગ )

રૂડું છે રાયજાદા રૂપ તમારૂં રૂપ તમારૂં ને કામણગારૂં,
મોહ પામે છે મન મારૂં રે, જ્યાવર રૂપ તમારૂં.
જોશી મુરખ જોણે લગન જોઇ આપ્યું,
વહેલું ન આપ્યું અને વેગળું થાપ્યું,
વગર વિચાર્યું કેમ છાપ્યું રે, જ્યાવર રૂપ તમારૂં.
જલદી પધારો મારી સાસુના જાયા,
મુજને લાગી છે તમ મુખડાની માયા,
અર્પણ કરી છે તમને આ મુજ કાયા, જ્યાવર રૂપ તમારૂં.
જે સતી પતિ પર સ્નેહ ધરે છે,
તેની ઉપર પ્રભુ રાજી રહે છે,
દલપતરામ તેને આશિષ દે છે, જ્યાવર રૂપ તમારૂં.

૬૩

લાડી તારૂં તપ પૂરૂં ફળિયું રે, તેથી તને સાસરૂં સારૂં મળિયું રે;
લાડી તારા પુણ્યમાં નહિ ખામી રે, લાડી તું તો સુંદર સ્વામી પામી રે.
લાડી તારી નમ્રતા નિરખીરે, લાડી તને જ્યાવરે પહેલી પરખી રે;
લાડી તારા મુખડાની સુણી વાણી રે, લાડી તને સૌ કો કહે છે શાણી રે.
લાડી તું તો ડહાપણનો છે દરિયો રે, લાડી તેં તો કંથને વશ કરિયો રે;
લાડી તારે હૈડે હેમનો હાર રે, લાડી તારા પુણ્યનો નથી પાર રે.
લાડી તારા ભાગ્યનો ઉગ્યો ભાણ રે, વર મળિયો તને સુજાણ રે;
લાડી ધનભાગ્ય તારી કરણી રે, લાડી તું આ વરને પરણી રે.

૬૪

નાની શી નથ મારા નાકમાં સમાય,
મોટી પહેરૂં તો મારી નથ ઝોલાં ખાય,
ઝીણા મારૂજી હો રાજ !
તાંબાની તોલડી ને હિંગનો વઘાર,
રાયચંદની બેટી આખા ગામની ઉતાર,
ઝીણા મારૂજી હો રાજ !

---

૬૫

અમે ઇડરિયોગઢ જીત્યાં રે, આનંદ ભલા,
વિતનાર વિતક તે વીત્યાં રે, આનંદ ભલા.
અમે લંકાનો કિલ્લો લીધો રે, આનંદ ભલા.
અમે દેશમાં ડંકો દીધો રે, આનંદ ભલા.
આજ મોતીડે મેહુલા વરસ્યા રે, આનંદ ભલા.
હાર્યાં હાર્યાં હરીફ નિજ વસ્યા રે, આનંદ ભલા.
અમે મેરુ ડુંગરને માપ્યો રે, આનંદ ભલા.
અમે દુર્જનનાં મુખ દાટયાં રે, આનંદ ભલા.
પેલા વેરીનાં હૈડાં ફાટયાં રે, આનંદ ભલા.
અમે બચુભાઇ પરણાવીને આવ્યાં રે, આનંદ ભલા.
અમે વરણાગિણી વહુ લાવ્યાં રે, આનંદ ભલા.

---

૬૬

દાદાના ખોળા બેને વિસારી મેલ્યા,
સસરાના ખોળા બેનને વ્હાલેરા લાગ્યા.
માતાના ખોળા બેને વિસારી મેલ્યા,
સાસુના ખોળા બેનને વ્હાલેરા લાગ્યા.

એની બિના મુજને કશુંએ ન સુઝે,
સાસુ દેખીને એને વિસારી મુજને.
ઘણું જીવજોરે એની જોડું તમારૂં,
દેખી દેખીને મન હરખે અમારૂં.

---

૬૭

આજે ઇશ્વર અમને ત્રુઠયા રે, જેજેકાર થયો.
અમે ચીનુભાઇ પરણાવીને ઉઠયા રે, જેજેકાર થયો.
અમને વ્હેવાંઇની મળી બેટી રે, જેજેકાર થયો,
એ તો જવાહીરની પેટી રે, જેજેકાર થયો.
આજે મનના મનોરથ ફળિયા રે, જેજેકાર થયો,
અમને ઇશ્વર અઢળક ઢળિયા રે, જેજેકાર થયો.
અમે રાજગાદી જેવું રળિયાં રે, જેજેકાર થયો.
વરના વેરીનાં કાળજાં બળિયાં રે, જેજેકાર થયો.
અમે રાજનગરમાં મહાલ્યાં રે, જેજેકાર થયો,
કન્યા રતન લઇ ઘેર ચાલ્યાં રે, જેજેકાર થયો.
આજે આનંદની થઇ હેલી રે, જેજેકાર થયો,
સુખ સાગરની લહેર રેલી રે, જેજેકાર થયો.

---

૬૮

તારે દોરડીએ દસ ગાંઠ, છબીલી દોરડો ના છુટે.
તુંતો નીવડી લક્ષણે લાંઠ, છબીલી.
બાંધ્યું પ્રેમનું બંધન પુરૂં, છબીલી.
નથી રતિએ રાખ્યું અધુરૂં. છબીલી.
કાંઇ મોહિની મંત્ર છે એમાં, છબીલી.

કોઈ તંત્રની સુમતિ છે તેમાં, છબીલી.
તારી ઉમ્મર છે હજી છોટી, છબીલી.
આવી વિદ્યા તું ક્યાં શીખી મોટી, છબીલી.
પ્રેમ પાસલો છે તુજ પાસ, છબીલી.
તારો કોણ કરશે વિશ્વાસ, છબીલી.
કેવા સાધનથી કામ સાધ્યું, છબીલી.
કાચે તાંતણે બંધન બાંધ્યું, છબીલી.
મીઠી વિનય ભરી તારી વાણી, છબીલી.
તને વિનયથી સૌએ વખાણી, છબીલી.
ધન્ય ધન્ય તારાં માત તાત, છબીલી.
વાટે ઘાટે કરે લોક વાત, છબીલી.
તેં તો સાસરિયું શોભાવ્યું, છબીલી.
સાચું દલપતરામે બતાવ્યું, છબીલી.

---

૬૯

કંકુ છાંટી કંકોતરી મોકલી, કોઉ કા'વે સુભદ્રાબેન, વીરા વ્હેલા આવજો.
દેવ દુંદાળાને સાથે લાવજો એ છે વિઘ્નો તણો હરનાર, વીરા૦
રાણી રૂક્મિણી ને વળી રેવતી, સતભામા ને જાંબુવંતી નાર, વીરા૦
ભીડભંજક મારી એ ભાભિયો, સોળ સહસ્ત્ર ને એકસો આઠ, વીરા૦
પાંચ પાંડવ ને મિત્ર જે તમતણા, હરનિશ જે રહે તમ પાસ, વીરા૦
સાથે જાદવ સઘળાને લાવજો, વળી સેવા માટે દાસી દાસ, વીરા૦
વેદ જાણતા વિપ્રને લાવજો, બીજો સર્વ કુટુંબ પરિવાર, વીરા૦
થોડું લખ્યું ઘણું કરી માનજો, પ્રભુ નોંધારાના આધાર, વીરા૦

---

૭૦

મને આપોરે માતાજી! કોદાળી, હું તો મોગરો રોપવાને જાઉં—રન્નાદે,
વાડીમાં રેલ છેલ મોગરો.
મને આપોરે માતાજી! ઘડુલો, હું તો મોગરો સિંચવાને જાઉં—રન્નાદે.
મને આપોરે માતાજી! ટોપલી, હું તો મોગરો વેડવાને જાઉં—રન્નાદે.

---

૭૧

પાને ફુલે ભરાવી છે છાબ ને, અગર ચંદન ભર્યાં ઓરડારે;
જગાડો રે વહુ! તમ શિરછત્ર, રાણી રાંદલની કરે આરતી રે;
આરતો અવસર હોય રે રન્નાદે! પહેલડા પ્હોરની આરતી રે.
( આ ટુંકો ફરી ફરીને ગાવી. )

---

૭૨

ડુંગર ઉપર ઉગિયા વાંસ, એરે વાંસનો વિંઝણો ઘડીઓ;
માણેક મોતી ને હીરલે જડીઓ, એરે વિંઝણલે આદિત્ય ઢળીઓ.
હરખ્યારે આદિત્ય પુછેરે વાત, કહો રાણી રાંદલ ક્યાં ઓઢયા ઘાટ?
જગુભાઇને ઘેર જામિયા જાગ, વહુર રતિ વહુએ ઓઢાડયા ઘાટ,
ઘાટ ઓઢાડીને લાગ્યાં પાય, ભલે રે પધાર્યાં રાણી રાંદલ માય.

---

૭૩

મારે રે આંગણ્ે કુઇ ખણાવો, ઘુંટણ સમાણાં પાણી રે, રન્નાદે!
ઘાટડીઆળાં ન્હાવારે બેઠાં, આદિત્યની ઘરનાર રે, રન્નાદે!
સોઇ રંગ તોઇ રંગ લાલ કસુંબો, મથુરાંમાં મોંઘાં વેચાય રે, રન્નાદે!
ઘાટડીઆળાં ન્હાવારે બેઠાં, જગા તે ભાઇની ઘર નાર રે, રન્નાદે!
સોઇ રંગ તોઇ રંગ લાલ કસુંબો. મથુરાંમાં મોંઘો વેચાયછુરે, રન્નાદે!
કેળાં કાતળિયાં ને આંબા પાતળિયાં, ખડખુચાં ઝોલાય રે, રન્નાદે!

---

૭૪

પહેલો તે પોઠી કંકુએ ભરિયો, જઇ રાણી રાંદલ આગળ ધરિયો,
માવડિયો ! ભાગોને મ્હેણલાં રે, હું વણઝારી દાસી તમારી.
નવ લાખ પોઠી શ્રીફળે ભરિયો, જઇ રાણી રાંદલ આગળ ધરિયો,
માવડી ! હું વણઝારી દાસી તમારી.
( ખારેક, કોફળ વગેરેના પોઠીનાં નામ લઇ ગાવું. )

---

૭૫

સમીરે સાંજે નિસર્યાં દેવી ! કયાં જઇ કહો વસશો;
વસશું તે આંબા આંબલી, વસશું સરોવરતણી પાળે.
વસીશું નટવરભાઇને ઓરડે, જેની મીઠા બોલી નાર;
મીઠું બોલે ને મન હીસે, લાગે લળી લળી પાય.
પાયે લાગીને માગીયાં, શિરછત્રનાં રાજ;
અખંડ હેવાતન ધાટડી, આપ્યાં પુત્ર ને પરિવાર.

---

૭૬

ઉગતાં સુરજની રજ ખરીરે, એરે રજેને કંઇ શ્રીકૃષ્ણજી ઘડિયા રે;
કાળા કાનડ પણ ઘાટે રે ગમતા, ફુટડા ને રંગ રાતા રે.
હું તમને પૂછું મારાં દેવકી વણઝારાં રે, તમે કેમ કૃષ્ણજી જાઇઆ રે;
ઘડીએ બે ઘડીએ ઘડિયાળડાં વાગેરે, પ્હોરે બે પ્હોરે થાય આરતી રે.
આરતી કરીએ શ્રી દેવકીજીની કુખે રે, જેનીરે કુખેથી શ્રી કૃષ્ણ જાઇઆ રે;
ઓરડીએ ઉભાં ને પરસાળે અજવાળાં, કુળને અજવાળીયાં રે
વસુદેવ તણાં રે.
( નામ દઇને આગળ ઉપર પ્રમાણે ગાવું. )

---

૭૭

ઉંડો કુવો ને જળે ભર્યો રે, ધટે વળેલ સેવાળ,
હાયણુલી ડગમગે રે.
હું તમને પુછું મારાં રતિ વહુ રે, કેમરે મદનભાઇ દુબળા રે,
રાતે રમે પોતે સોગટે રે, દહાડે દોસ્તદારોની સાથ,
હાયણુલી ડગમગે રે.

---

૭૮

પાંચવાનીનો લાડવો, વનમાળી રે, પીરસ્યો રતિ વહુને ભાણે કે,
ગુજર માળી રે.
જમતાં મદન ભાઇ સાંભર્યા, વનમાળી રે, સંતાડયો કાચળી માંય કે, ગુ.
ભરી સભામાં પડી ગયો, વનમાળી રે, ભૂંઠી પડીને થઇ ફજેત કે, ગુ.

---

૭૯

કાંકરીયા ઉપરરે કે નોબત વાગેછે, કેસરીયે વાઘેરે દશરથભાઇ પરણે છે.
પેલી કાળી ઉપરરે કે ગોરી આવે છે, સાસુના જાયારે કે શોકય શીદ લાવ્યા.
નણુદીના વીરારે કે શોકય શીદ લાવ્યા.
કાંકરીયા ઉપરરે કે નોબત વાગે છે, કેસરીયે વાઘેરે નંદુભાઇ પરણે છે.
પેલી નીચી ઉપરરે કે ઊંચી આવે છે, સાસુના જાયારે કે શોકય શીદ લાવ્યા.
નણુદીના વીરારે કે શોકયં શીદ લાવ્યા.

---

૮૦

માળવેથી જોગી આવ્યો હાથ કમળની દાંડીરે, હરિહાં.
આવી ઉભો વહની ઝાંપા બેઠો આસન વાળીરે, હરિહાં.
જમું તો મોદીકના લાડુ ખીર રકુ ખુબ્બોરે, હરિહાં.

પીઉં તો ગંગાજળ પાણી નીકર રહું તરસ્યોરે, હાંરેહાં.
બેસું તો તસંગી ઘોડે નીકર હીંડું પાળોરે, હાંરેહાં.
પરણું તો રમણભાઈની ગોરી નીકર રહું કુંવારોરે, હાંરેહાં.
રમણભાઈની ગોરી હજી કુંવારી હજી કુંવારી વર માગે
બિચારીરે, હાંરેહાં.
માણેકચોકમાં માંહેરું બાંધ્યું તરફળીયામાં ચોરીરે, હાંરેહાં.
ડાકેણુ શાકેણુ ગીત ગાશે, ભૂત વળાવા જાશેરે, હાંરેહાં.
ભૂતને તો આણાં આવ્યાં, પરેત પરણી જાશેરે, હાંરેહાં.

---

૮૧

કાચી કેરીનાં લીધાં રે ગોરીએ રૂપણાં,
ભાઈબંધ ! શાણે ને ભગાવું રે ગોરીનાં રૂપણાં ?
અજાવે અણુમનિયાં તે ગોરીનાં રૂપણાં,
ભાઈબંધ ! બરફી પુરીએ ભગાવો ગોરીનાં રૂપણાં.
કાચી કેરીનાં લીધાં રે ગોરીએ રૂપણાં,
બહેની ! શાણે ને ભગાવું રે ગોરીનાં રૂપણાં ?
ભાઈલા ! ઝાઝાને લાડનાં ગોરીનાં રૂપણાં,
લીલી સોટીએ ભગાવો ગોરીનાં રૂપણાં.

---

૮૨

હું તમને પૂછું મારાં ગુણીયલ વહુ ગોરાં રે,
તમારાં ને સાસુએ શી શી સાદર પૂરી રે ?
ઉની ઉની પોળી ઉતરતી જલેબી રે,
તેરે જમીને ખણુ મેડીએ ચઢયાં રે.
સાસુજીના જાયા ! ઉંઘો છો કે જાગો રે,
પાનનાં બીડલાં કરી કરી આપો રે.

હું તમને પૂછું મારાં આન્તા બેન બોરસં રે,
તમારસીને માતાએ શું શું જમાડ્યાં રે.
લાંદળજાની ભાજી ને મહિં ઝાઝું સીધું રે,
તેરે ખાઇને ઘોડે ખાટલે પડિયાં રે,
રાતની રાત હગી હગી થાક્યાં રે.

---

૮૩

નાનું નાનુંશું મોતી ને નિરમળાં નીરરે.
હુંયે તમને પૂછું મારા માડીજાયા વીરરે.
આવડીને વારરે વીરા ક્યાંને વળું'ખ્યારે.
ડોસીડાને હાટે ઘોડો અટકીને ઉભોરે.
પાઘડી વસાવીરે ભાઇના મોસાળાને કાજરે.
નાનું નાનુંશું મોતી ને નિરમળાં નીરરે.
હુંયે તમને પૂછું મારા માડીજાયા વીરરે.
આવડીને વારરે વીરા ક્યાંને વળું'ખ્યારે.
ગાંધીડાને હાટે ઘોડો અટકીને ઉભોરે.
શ્રીફળ વસાવ્યાંરે ભાઇના મોસાળાને કાજરે.
નાનું નાનુંશું મોતી ને નિરમળાં નીરરે.
હુંયે તેમને પૂછું મારા માડીજાયા વીરરે
આવડીને વારરે વીરા ક્યાંને વળું'ખ્યારે.
માળીડાને હાટે ઘોડો અટકીને ઉભોરે.
ચોસેરાં વસાવ્યાં ભાઇના મોસાળાને કાજરે.
નાનું નાનુંશું મોતી ને નિરમળાં નીરરે.
હુંયે તમને પૂછું મારા માડીજાયા વીરરે.
આવડીને વારરે વીરા ક્યાંને વળું'ખ્યારે.

સુખડીઆને હાટે બેઠા બાઇને ઉમેરે;
સુખડી વસાવીરે બાઇના મોસાળાને કાજેરે.

---

૮૪

મારૂં મોસાળું મલપતું આવે, મેઘાડંબરની પેર ગાજે,
મહીએરથી મોકલ્યું રે મોસાળું.
મારૂં મોસાળું આવ્યું રે શેરી, મેં તો કુલડિયાં નાંખ્યાંરે વેરી–મહી૦
મારૂં મોસાળું આવ્યું રે પોળે, મેં તો નાળિએર વધેર્યા રે જોડે–મહી૦
મારૂં મોસાળું આવ્યું રે ખડકી, મારી દુઝણી ભેંસોરે ભડકી–મહી૦
મારૂં મોસાળું આવ્યુંરે ઓક, વાહ વાહ કીધી સૌ લોક–મહી૦
મારાં આવ્યાં તે ભાઇ ને ભોજાઇ, મેં તો હરખેને લેવી ઓસાઇ–મહી૦
મેં તો ખોબલે ખાંડ પીરસાવી. મારી નણંદ તે જોઇ રીસાઇ–મહી૦
નણદી આવડો કરીએ ન આડો, ભલે અવસર આવિયોરે રૂડો–મહી૦
નણદી આવડું કરીએ ન ઝાઝું, મારો વીરો દેખી હું તો ગાજું–મહી૦
નણદી આવડો કરીએ ન આડો, નહિ દેખાડું પોળ કે પાડો–મહી૦
નણદી આવડો ધરીએ ન ટેક. નહિ દેખાડું રૂપૈયો એક–મહી૦
બોલ્યાં નણંદ પછી હરખ આણી, ગુસ્સો કરીએ નહિ ઘણુ રાણી–મહી૦
છોઠો ઘોડો નાગરવેલ નીરો, ભલે આવી આવ્યા તમ વીરો–મહી૦
મારા વીરને ત્યાં આવી અધરણી, ભલે આવી ત્યારે તમ બેની–મહી૦
ભલો આનંદનો દિન આવ્યો, સગાં વહાલાં ને હોંસે બોલાવો–મહી૦

---

૮૫

ઘેલુને મહીએરથી મામેરૂં મોકલ્યું, ઘેલુની ભાભીએ લીધી છાબ,
મોસાળું આવે મલપતું.
ચરણા ગોળી ને ચીર છે ચળકનાં હીરા હારનું અજવ છે આભ–મોસાળું.
શોભે શોભે ઘુઘરવટ ઘાઘરો, નાડું રેશમનું છે નિદાન–મોસાળું.

ઘરચોળાં અને ઘર સાડીઓ, એક એકથી ઉત્તમ નેક–મોસાળું.
ઘાટ ઘાટના હેમના હાર છે, ઝાલ ઝુમખાં ને ઝાંઝરની જોડ–મોસાળું.
બાજુબંધ, પોંચીને છે બેરખા, વળી જડિત્ર છે મોતીના મોડ–મોસાળું.
ઘેણુની નણુદીને લાવ વીરા ચુંદડી, દિએરને પામરિયોની જોડ–મોસાળું.
ઘેણુના જેઠને ડગલા ને દોટીઓ, જેઠાણીને સાડીઓની જોડ–મોસાળું.
ઘેણુની સાસુને લાવ વીરા સાંકળાં, ઘેણુના સસરાને શાલ દુશાલ–મોસાળું.

( વગેરે. )

---

## ૮૬

### ( સાબરમતીએ આવ્યાં પૂર, ભાગો રૂપણા રે )

લાવ્યાં નણુદી ઘડાવીને ઘાટ, ઘેણુની રાખડી રે,
તેનો ઠીક બન્યો છે ઠાઠ, ઘેણુની રાખડી રે.
રાખડીમાં છે રૂડાં રતંન, ઘેણુ. કરજો જીવની પેરે જતંન, ઘેણુ.
રૂડું રાખડી સાથે બોર, ઘેણુ. જોનારના ચિત્તનું ચોર, ઘેણુ.
માંહી નીલમણિ છે જડેલ, ઘેણુ. સોનાં સાંકળાએ ગૂંથેલ, ઘેણુ.
બાંધી નણુદીએ ભાભીને હાથ, ઘેણુ. ઘણો સ્નેહ ધરી દીલ સાથ, ઘેણુ.
રૂડો પુત્ર પ્રસવજો પવિત્ર, ઘેણુ. જેનું ચરચાય જગમાં ચરિત્ર, ઘેણુ.
પંચમાસ પવિત્ર ગણાય, ઘેણુ. રક્ષાબંધન ત્યારે કરાય, ઘેણુ.
ઘેણુ રાણી કહે બધું ગામ, ઘેણુ. તેને કાંઇ ન સોંપવું કામ ઘેણુ.
એને જે ઉર ઇચ્છા થાય ઘેણુ. તેવું ભોજન તેને અપાય, ઘેણુ.
કરીએ આનંદ ઉત્સવ રંગ, ઘેણુ. જેવી અંગમાં ઉપજે ઉમંગ, ઘેણુ.
ગવરાવીએ મંગળ ગીત, ઘેણુ. જેથી થાય પ્રફુલ્લિત ચિત્ત, ઘેણુ.
જેવું તન મન માનું જણાય, ઘેણુ. તેનું સંતાન તેવું થાય, ઘેણુ.
સૌ સમજુ તો સમજે છે આમ, ઘેણુ. દાખે કવિવર દલપતરામ, ઘેણુ.

---

૮૭

પીઠી પીઠી ચોળો રે પિતરાણી, બટુ જોઇને રે હું તો હરખાણી.
બટુભાઇને ચઢશે રે, પીઠી પિત્ત રંગ આણી.
પાકાં તેલ ચઢશે રે, મારા હોંસી વીરાને,
સુંદર શરીરની શોભારે, ખીલશે ખૂબ હીરા
કાશી નગર જાશેરે, બટુભાઇ ભણવાને,
કોની કન્યા રોકે રે, મોઢી વર વરવાને.
પીઠી પીઠી ચોળો રે, પિતરાણી,
બટુ જોઇને રે, હું તો હરખાણી—પીઠી પીઠી૦

---

૮૮

## જનોઇ રામકૃષ્ણની

પ્રથમ શ્રી ગણપતિજી લાગું પાય, હરિની જનોઇ ગાતાં હરખ ન માય;
તો જનોઇ ગાઇએ રામ કૃષ્ણની રે. (ધ્રુવ)
મથુરાંમાં દેવકીએ શ્રી કૃષ્ણ જન્મ્યા, કંસ ત્રાસે ગોકુળ મેલી આવ્યા, તો.
અગીયાર વર્ષ ગોકુળ ગુપ્ત રહ્યા, બારમે વર્ષે મથુરાં પ્રગટ થયા. તો.
કંસ કારજ કરી હરિજી પધાર્યા, વાસુદેવ દેવકીનાં બંધન છોડાવ્યાં. તો.
શું કરીએ કુંવર મોટેરા થયા, વાસુદેવ દેવકીએ કર્યા રે વિચાર. તો.
જનોઇ જોરા જોશીરે તેડાવ્યા, બ્રહ્માના પુત્ર સનકાદિક આવ્યા. તો.
જનોઇ આપ્યાં સાતમ રવિવાર, જનોઇ આપ્યાં આઠમ સોમવાર. તો.
સગાં સહોદર સૌ કોઇને તેડાવ્યાં, લાડકા લાડુ સર્વે જણ લાવ્યાં. તો.
ગંગા ને જમુનાનાં નીર મંગાવો, રામ શ્રીકૃષ્ણને નાવણ નવરાવો. તો.
ગોર તો ગર્ગાચાર્ય તેડાવ્યા, શ્રીફળ ફોફળ પાન અણાવ્યાં. તો.
ગોર તો ગર્ગાચાર્ય આવ્યા, ચૉરી પાસે ચતુર્ભુજ બોલાવ્યા. તો.
ચાર બટુક જમવાને બેસાડયા, દુધ ભાત, ઘી ખાંડનાં ભોજન કરાવ્યાં. તો.

ચાર બટુક સોહીએ બ્રહ્મચારી, બ્રહ્માએ બ્રહ્મ ગાંઠજ વાળી. તો.
જનોઈ પહેરી જગતની રીતે, સગાં સંબંધીની પુરણ પ્રીતે. તો.
દંડ સાહી પ્રભુ પાટજ બેઠા, ભિક્ષા પીરસે દેવકી માતા. તો.
દંડ કમંડળ લીધી તરભાણી, ભિક્ષા પીરસે રોહિણી રાણી. તો.
રોહિણી રાણીએ રામ વધાવ્યા, ગાયત્રી સાવિત્રીએ સરવે વધાવ્યા. તો.
જનોઈ પહેરે મારા શ્રી જુગદીશ, જનોઈ જોવા આવ્યાં ઉમીયાને ઇશ. તો.
સોનાનાં જનોઈ શામળીઆએ પહેર્યાં, હીરલે જડીયાં ને મોતીડે પરોવ્યાં. તો.
જનોઈ પહેરો બેન વીજળીના વીરા, મોર મુગટમાં જડીયા છે હીરા. તો.
મથુરાંના લોક મોસાળે રે આવે, મામા કહેનડાની બડવો દોડાવે. તો.
મામાએ ભાણેજને મનાવ્યા, સો સો સોનૈયે પોસ ભરાવ્યા. તો.

---

## ૮૯

(રાગ મોસાળાનો)

કુંવર ! ચાલો ઘેર મામી મનાવે,
કુંવર કઠણુ છે પરદેશ ફરવાં, તેમાં ભિક્ષા માગી પેટ ભરવાં,
બાળુ, તમને તે ગમશે શું કરવાં—કુંવર !
શમી શીમળાનાં ઝાડ કંટાળી, તેનાં દંડ સમિધ લેવાં મોળી,
કાળે ઉનાળે વન વન ખોળી—કુંવર !
બટુ રહો તો રતિથી રૂપાળી, મોટા ઘરની કુલાવી કુલાવી,
કહો તો વહુવારૂ આપું મેળાવી—કુંવર !
કાશી કેરા પંડિતો તેડાવું, તમને ઘરને આંગણિયે ભણાવું,
કહો તો દેવના ગુરુને બોલાવું—કુંવર !

---

## ૯૦

જનોઇ પેરોનિ નંદના નાનડિયા, જનોઇ પેરોને કુંવર કોડીલા,
જનોઇ લાવ સોનાનું રે ઘડિયું, જનોઇ હીરામાણેકે જડિયું.

જનોઇ મોસાળમાંથી રે આવે, જનોઇ મામા ને માસીરે લાવે,
જનોઇ પહેરાને સુંદર અંગે, જનોઇ શોભશે ડાબેરે ખંધે.
જનોઇ જોવા દાદાજી રે તેડે, માતા મલકાતાં તેડી લે કેડે.

---

૯૧

લીલી ટોપી રે બ્રહ્મચાર ભરત ભરી, લાવી મેલો માંડવા હેઠ,
બ્રહ્મચાર રાદો લઇ રહ્યા.
ઓઢી પહેરીને બટુ બ્રહ્મચાર સંચર્યા,
પૂછે છે નગરીના લોક. બ્રહ્મચાર! ટોપી ક્યાં ભરી ?

---

૯૨

( તાંબાકુંડી તે નગર સોહામણી )

રૂડા બાજઠ છે બહુ મૂલનો, ત્યાં બિરાજે રે, હરખ સહિત,
લાડકડો કોડીલો અંઘોળ કરે.
તે સમયની શોભા શી વર્ણવું, ખુશી ઉપજે રે, જોતાં ખચીત, લાડકડો.
તાંબાકુંડી ઉંડી રૂડી ઓપતી, માંહિ ભરિયાં રે, ગંગાનાં નીર, લાડ.
શીર તેલ સચારે સુવાસણી, નવરાવે રે, ચોળી શરીર, લાડ.
ચોળ્યાં કેસર કસ્તુરી અરગજા, તેથી પસરે, સરસ સુવાસ, લાડ.
મુખ કાન્તિ મનોહર ઝગમગે, જેવો પૂરણ રે, ચંદ્ર પ્રકાશ, લાડ.
અલબેલા અંઘોળી ઉભા થયા, અંગ લોઘું રે, લૈને રૂમાલ, લાડ.
અંગે વસ્ત્ર ધર્યાં રૂડાં રેશમી, કર્યો કંકુનો રે, ચાંદલો ભાલ, લાડ.
પૂરા પ્રેમથી માતાએ નિરખીઓ, લીધાં વારણાં રે, વારંવાર, લાડ.
મળી માનની સ્નેહી સગાં તણી, ગોરી ગાય છે રે, મંગળ ગીત, લાડ.
મામે આવી તેડી લીધા તે સમે, પધરાવ્યા રે, ગણપતિ પાસ, લાડ.
આશા પૂર્ણ હજો સર્વ એમના, દે છે આશીષ દલપતરામ, લાડ.

---

## ૯૩

( જનકરાયને રે માંડવે—એ રાગ )

આમી લાવે રે છાબડી, ભરીને પાન ને ફૂલ (૨)
સર્વે ધાતુ વડે સજી, મુખથી થાય ન મૂલ—રાય છબીલી રે છાબ છે.
સાળુ શેલાં ને સાડીઓ, સરસ દુશાલા સહિત,
વસ્ત્રો વિધ વિધ વરણનાં, પેખી ઉપજે છે પ્રીત—રાય છબીલી રે છાબ છે.
ગુણમય ગુચ્છ ગુલાબના, ચંપા ચમેલી જાય,
મનહર ડમરો ને મોગરો, ગણતાં ગણી ન શકાય—રાય છબીલી રે છાબ છે.

---

## ૯૪

ધનુષ્ય ભાગો રાજવી બળવંતા,
એમ સીતા કહે ગુણવંતા, ધનુષ્ય૦ ૧
જનક ઘેર ફરશુરામ પધાર્યા, ખભે ચાપ ચડાવીને આવ્યા,
પૂજન કરવાને મંદિર પધાર્યા, ધનુષ્ય૦ ૨
એટલે જનકની બાળા ત્યાં આવી, ઘોડો કરીને રમવા સીધાવી,
એવું અચરજ દીઠું ત્યાં ભાવી, ધનુષ્ય૦ ૩
ત્યારે ફરશુરામ બોલ્યા વચન, દેવકન્યા જાણજો રાજન,
તમે રાખજો હેત બળવંત, ધનુષ્ય૦ ૪
એટલું કહી ફરશુરામ પધાર્યા, જનકે લગ્નના પત્ર લખાવ્યા,
દેશ દેશના ભુપ તેડાવ્યા, ધનુષ્ય૦ ૫
રામ લક્ષ્મણ વિશ્વામિત્ર, ઉતર્યા કરી વાડીમાં મંત્ર,
ફળ ફૂલના પૂર્યા છે યંત્ર, ધનુષ્ય૦ ૬
બીજે દિવસે વાડી જોવાય, પાંચ સખીયો લઇ આવી સીતાય,
રામ લક્ષ્મણને દીઠા ત્યાંય, ધનુષ્ય૦ ૭

ઘનસ્યામની મૂર્તિ રૂપાળી, જોઇ સીતાને લાગીરે તાળી,
　　　રામ સીતાની ભ્રકુટિમાં ભાળી, 　　　ધનુષ્ય૦ ૮
નેત્ર નેત્રના બંને તાર, મટમટી નહીરે લગાર;
　　　અન્યોઅન્યને હરખ અપાર, 　　　ધનુષ્ય૦ ૯
ત્યારે લક્ષ્મણ કહે સુણો ભ્રાત, ગુરુ જાણશે જો આ વાત,
　　　સીતાને લડે એમના તાત, 　　　ધનુષ્ય૦ ૧૦
એટલું કહી રામ વાડીમાં જાય, સીતા સ્તુતિ કરે ઉમિયાય,
　　　ભરથાર એ દેજો માય, 　　　ધનુષ્ય૦ ૧૧
પિતા સમજે તો ઘણું સારૂં, નહી તો જીવતર બગડશે મારૂં,
　　　રામ ન મળે તો પ્રાણ કાઢું, 　　　ધનુષ્ય૦ ૧૨

---

૯૫

અગરચંદનના ઓરડા, સુખડે ઘડીયાં કમાડરે;
સાગ સીસમનો ઢોલીઓ, અમરા ડમરાનાં બ્હાણરે.
અનલસનાં ઓશિકડાં, મશરૂની તળાઇઓરે;
ચાલે બે ગાલમસુરીઆં, આછા સાળુની સોડોરે.
ત્યાં ચઢી શ્રી કૃષ્ણ પોઢીયા, રૂકિમણી ઢોળે છે વાય રે;
ડાબા તે હાથમાં દીવડો, જમણા હાથમાં ઝારીરે.
રમઝમ કરતાં મેડે ચઢયાં, સુતા દેવ મોરારીરે;
દિવડો મેલ્યો સામે ગોખમાં, ઝારી મેલી ઓશિકેરે.
અંગુઠો મરડી જગાડીઆ. જાગો દેવ મોરારી રે;
બળદેવજીની ગોરીને તનમનીઆં, એવાં અમને ઘડાવોરે.
સંપત હોય તો ઘડાવીએ, કોઇના વાદ ન લઇએરે;
બાઇરે બળદેવજી વીરા વીનવું, આડા વંડા ચણાવોરે.
તમારી ગોરાંદેને તનમનીઆં, મારા ઘરમાં ઘડવાડો રે;
સંપત હોય તો ઘડાવજો, નીકર સમજીને રહેજોરે.

સોની તેડાવું સુરત શહેરના, સામે ઓરડે બેસાડું રે;
સોનાં મંગાવું લંકા શહેરનાં, તનમન કાલે ઘડાવુંરે.
મોતી મંગાવું મુંબઇ શહેરનાં, તનમન કાલે જડાવુંરે;
હીરા મંગાવું અલવટ શહેરના, તનમન કાલે જડાવુંરે.

---

૯૬

શ્રી રામ સોગટડેરે રમતારે,
સોગટડાંરે ભાઇબંધને સોંપ્યાંરે,
કુંવર રાઢો લઇને ઘેર આવ્યારે,
એમની માતા કહાવીને પૂછે રે, તમને કોણે માર્યા ને કોણે દૂભીઆ;
તમને કોણે દીધેલી ગાળોરે ?
અમને નથી માર્યા ને નથી દૂભીઆ, અમને નથી દીધેલી ગાળોરે.
રાજા જનકની કુંવરી કુંવારીરે, માતા તે મુજને પરણાવોરે.
સીતાવેલ ઢીંગલીએ રમતાંરે, ઢીંગલીઓ બ્હેનપણીને સોંપીરે;
કુંવરી રાઢો લઇને ઘેર આવ્યાંરે, એમની માતા કહાવીને પૂછેરે.
તમને કોણે માર્યાં ને કોણે દૂભીઆં, તમને કોણે દીધેલી ગાળોરે ?
અમને નથી માર્યાં ને નથી દૂભીઆં, અમને નથી દીધેલી ગાળોરે.
રાજા દશરથના કુંવર કુંવારારે, માતા તેં મુજને પરણાવોરે.

---

૯૭

માતા સોળસેં કડીનો વીંઝણો, માતા નવસેં કડીનો હારરે;
મારી માતા સરિખો વીંઝણો.
માતા ચમનભાઇ તમારી સેવા કરે, માતા ગોમતીબહુ લાગે છે પાયરે;
મારી માતા સરિખો વીંઝણો.
માને પાયે લાગીને શું શું માગીયું, માતા અખંડ હેવાતન જોડીયાં;
માગી દૂધ પુત્રની જોડ રે, મારી માતા સરિખો વીંઝણો.

---

૯૮

થોડી થોડી ગોરમટી ધલાવોરે પિયુજી, ઝાઝાં ધાલો કંકુઆંરે,
ગોરમટી તો ધસાઇ ભૂંસાઇ જશેરે પિયુજી, કંકુડે તો રંગ રહેશેરે.
થોડી થોડી દીકરીઓ તેડાવોરે પિયુજી, ઝાઝી તેડો વહુવારૂરે,
દીકરીઓ તો લેઇ ખાઇ જશેરે પિયુજી, વહુવારૂ તો રંગ રહેશેરે.
થોડા થોડા જમાઇડા તેડાવોરે પિયુજી, ઝાઝા તેડો દીકરારે,
જમાઇડા તો રમી જમી જશેરે પિયુજી, દીકરે તો રંગ રહેશેરે.
થોડા થોડા ભાણેજો તેડાવોરે પિયુજી, ઝાઝા તેડો ભત્રિજારે,
ભાણેજો તો નાચી ખુંદી જશેરે પિયુજી, ભત્રીજે તો રંગ રહેશેરે.

---

૯૯

ઇંદ્રરાયે વાવલડી ગોડાવી, ધર્મરાજા ઘોડાં પાવા જાયરે;
આણી તીરે પાણીઆરીઓ પાણી ભરે, સામી તીરે ગ્રોડીલાની હારરે.
કાને તે કંકર નાંખીઓ, નંદ્યાં છે સોનાનાં બેડાંરે;
રોતાં ને રીસે ભર્યાં સંચર્યાં, આવી રહ્યાં દાદાને દેશરે.
દાદે તે ન કહી મારી દીકરી, માતાએ ના દીધાં માનરે;
રોતાં ને રીસે ભર્યાં સંચર્યાં, આવી રહ્યાં કાકાને દેશરે,
કાકે તે ન કહી મારી ભત્રિજી, કાકીએ ના દીધાં માનરે.
રોતાં ને રીસે ભર્યાં સંચર્યાં, આવી રહ્યાં વીરાને દેશરે;
વીરે તે ન કહી મારી બેનડી, ભાભીએ ના દીધાં માનરે.
રોતાં ને રીસે ભર્યાં સંચર્યાં, આવી રહ્યાં મામાને દેશરે;
મામે તે કીધી મારી ભાણેજી, મામીએ દીધેલાં માનરે,
પહેલી તે પોળમાં પેસતાં, સામા મળ્યા વિદ્યાર્થી ચારરે.
ચારેના હાથમાં ચાર પોથીઓ, એ ચારે વેદ ભણવા જાયરે.
એ શુકન ભલેરા થાયરે.

બીજી તે પોળમાં પેસતાં, સામી મળી ગાવડીઓ ચારરે;
ચારેની પાસે ચાર વાછડાં, વાછડાં ધવરાવતી જાયરે.
એ શુકન ભલેરા થાયરે.
ત્રીજી તે પોળમાં પેસતાં, સામી મળી કુંવારકા ચારરે;
ચારેના હાથમાં ચાર કંકાવટી, એ ચારે ગોર પૂજવા જાયરે.
એ શુકન ભલેરા થાયરે.
ચોથી તે પોળમાં પેસતાં, સામી મળી વહુવારૂ ચારરે;
ચારેની કેડમાં ચાર દીકરા, દીકરાઓ હુલાવતી જાયરે.
એ શુકન ભલેરા થાયરે.

---

સમાપ્ત.